# …ાવસેન

યાને

# ભાવસાર કોમનો મૂળ પુરૂષ.


લેખક અને પ્રકાશક

માધવલાલ દલસુખરામ કોઠારી.

રાયપુર, વડની પોળ નં. ૫૬૨-૬૩.

અમદાવાદ.


के धाममें धोबनको काम कहां
को काम कहां नाजरकी यारोमें ।
वके धाममें चा…रनको काम कहां
पलको काम कहां बंबुल…की जारीमें ।
कवि ज्येष्ठलाल अमतो …रद्वारन वे
वयनको काम कहां सोमको …चारीमें ॥

એક પ્રાચીન ગીત.


પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૬. ઈ. સ. ૧૯૨૦.

મૂલ્ય રૂ. ૦-૮-૦.

# પ્રસ્તાવના.

નવલકથાનાં પુસ્તકોને પ્રસ્તાવના લખવાની પરિપાઠી છે. તેમાં આ પુસ્તક પુરાણો અને દંતકથાના આધારે લખેલું હોવાથી [illegible]વનાની જરૂર છે. સન ૧૯૧૧ માં હિંદી સરકાર તરફથી જે [illegible]પત્રક થયેલું છે તેમાં ભાવસાર તથા અન્ય કોમોની ઉત્પત્તિ [illegible]ત્રયોમાંથી થઈ છે એમ જણાવીને તેનું એક વંશવૃક્ષ પણ [illegible]ચ્યું છે. આ બીનાના ટેકામાં આપણને અનેક પુરાવા મળી [illegible]ાવે છે. દાખલા તરીકે ભાટીઆ, લુહાણાઓ, ખત્રીઓ તેમજ બીજી અનેક જ્ઞાતિઓની કુળદેવી હિંગલાજ માતા છે અને તેજ પ્રમાણે આપણી કુળદેવી પણ એજ છે. આ ઉપરાંતનો બીજો પુરાવો [illegible] છે કે અગાઉના ક્ષત્રિય રાજાઓનાં નામોમાં 'સાર' શબ્દ વધારે [illegible]ાવતો હતો. જેમકે વારીસાર, વિધિસાર, બિંબસાર, બિંદુસાર વગેરે. [illegible] નામો પુરાણોમાં પણ છે.

[illegible]ાવસેન અને સારસેન્યનાં નામો પુરાણોમાં આવે છે અને [illegible]ા વિષે આ બાબતમાં સહજ ઉલ્લેખ છે. પુરાણોને ત્રેતાયુગ [illegible]ય જેટલાં પ્રાચીન ગણીએ તો ભાવસાર જ્ઞાતિ તેટલી પ્રાચીન [illegible]યની ગણાય. પરંતુ સવાલ એ છે કે પુરાણોને કેટલાકો કળીયુગ-[illegible]પણ પછી રચાયેલાં હોવાની શંકા લે છે. મહાભારતકાર શ્રી [illegible] દ્વૈપાયને મહાભારતમાં પણ શ્રી રામચંદ્ર વગેરેનાં આખ્યાનો [illegible]લાં છે તે ઉપરથી પુરાણો કદાચ કળીયુગ પહેલાનાં હોવા સંભવ [illegible] આ પ્રમાણે ઐતિહાસિક પુરાવાઓનું તોલન કરવાનું કાર્ય વિદ્વા-[illegible] પણ કઠિન જણાયું છે. એટલે આ પૌરાણિક ઇતિહાસ છે અને દરેક ભાવસાર બંધુએ અવશ્ય જાણવો જ જોઇએ એમ ધારી [illegible] પુસ્તક હું મારા બંધુઓ સમક્ષ રજુ કરૂં છું.

માધવલાલ દલસુખરામ કોઠારી.

# ભાવસેન

યાને

## ભાવસાર કોમનો મૂળ પુરૂષ.

### પ્રકરણ ૧ લું.

### પરશુરામની પ્રતિજ્ઞા.

ત્રેતાયુગની વાર્તા છે. લાખો વર્ષ વ્યતીત થઇ ગયાં છે. પૃથ્વી ઉપર ક્ષાત્રય રાજાઓ અનેક પ્રકારના અન્યાયો કરતા હતા. મદે તેમનામાં અતિવાસ કર્યો હતો. ગ્રીષ્મઋતુમાં એક દિવસે અરણ્યમાં જમદગ્નિ ઋષિની પર્ણકુટીકામાં નીચેની વાત થતી હતી.

"આ તમે તો સમાધિમાં ને સમાધિમાં કાળ ગાળ્યો અને સંસારનું કાંઇ સુખ તો દેખાડયુંએ નહી."

"અરે એમાં વળી સુખજ કયાં છે? 'સુખ, સુખ' કરતો મનુષ્ય પ્રાણી માર્યો માર્યો ફરે છે પણ તેને એ સુખ ખાવાપીવામાં, ઇ રહેવામાં, માનસિક ત્યાગમાં કે બીજાં અનેક વ્યસનોમાં પણ તું નથી. ખરૂં સુખ તો પોતાની આવસ્યકતાઓને ઓછી કરવામાં રહેલું છે. હું અકિંચન બ્રાહ્મણ હોવા છતાં પણ આ કુશની કુટીમાં સમ્રાટ છું."

"અરે પણ મારે તો એ જ્ઞાન અને વૈરાગ્યની વાતો જોઇતીજ નથી. આ મારી બ્હેન અને બનેવી અહીંથી સ્વારીની સાથે જાય છે તેમની પરોણાગત કરવી છે. ધન વગર એ રાજવંશીઓની પરોણાગત કેવી રીતે કરી શકું ?"

"ઓહો ! એમાં તે શું છે ? જા જઇને સહસ્રાર્જુનને અને તારી બ્હેનને આમંત્રણ કરી આવ અને કહેજે કે સૈન્ય સાથે તને આમંત્રણ છે."

"પણ જમાડશો શું ? આ અહીં તો ઘરમાં ધાન્ય પણ નથી."

"તેનું તારે શું કામ છે ?"

"મારેજ કામ છે ને. તમે તો વેરાગી જેવા છો."

"જા, મારા વચનમાં વિશ્વાસ છે કે નહીં ?"

"વારૂ, ત્યારે આ ચાલી."

વાચકોને આ બન્ને વ્યક્તિઓનો પરિચય કરાવવાની જરૂર છે. જમદગ્નિ ઋષિની પર્ણકુટીમાં તે પોતે–તેમનું બીજું નામ અત્રિ-ઋષિ પણ હતું–હતા. તેમની સાથે તેમની પત્ની હતાં અને ક્ષત્રિય રાજા સહસ્રાર્જુન પોતાના વિશાળ સૈન્યની સાથે તેમની પર્ણકુટી આગળથી જતો હતો. સહસ્રાર્જુનની પત્નીને અત્રિઋષિની પત્ની સગી બ્હેન થતી હતી. આ પ્રમાણે બ્હેન અને બનેવી પોતાના આશ્રમ પાસેથી જતાં હતાં અને તેમની પરોણાગત ન થાય તો તે બદલ અનુસુયાને ઘણું ખોટું લાગતું હતું અને તેથી તેણે ઋષિ આગળ આ વાત છેડી હતી. ઋષિએ પોતાની કામદુધા ગા પ્રભાવ બતાવવા સારૂ તેમજ પોતાની પત્નીને ઓછું ન આ હેતુથી સહસ્રાર્જુનને આમંત્રણ મોકલાવ્યું અને સહસ્રાર્જુને પો

ડાવ ઋષિના આશ્રમ આગળ નાંખ્યો. અત્રિઋષિએ રાજાનો તથા ન્યનો યોગ્ય આદરસત્કાર કરી તેમને જમાડયાં. બીજે દહાડે સવારમાં જા પોતાના સૈન્ય સાથે વિદાય થઇ ગયો. તેણે અનેક યુક્તિથી ઋષિનો પ્રભાવ અને સાધન જાણી લીધાં હતાં અને પોતાના સ્વભાને અનુસરી કાંઇક વસ્તુ ચોરી હોય એવી ઝાંખી થતી હતી. તેના નમાં તે એમજ ધારતો હતો કે ઋષિઓના કરતાં ક્ષત્રિઓજ સુંદર મગ્રીઓના ભોક્તા હોવા જોઇએ. અસ્તુ

પરશુરામ બીજે દહાડે સવારમાં પર્ણકુટીએ આવ્યા. પિતા અને માતાને પગે લાગ્યા. જરા દિવસ ચડયો અને ગાય દોહવાની ખત થઇ અને ઋષિપત્ની ગૌશાળામાં ગઇ. ગૌશાળા ખાલી દીઠી. આસપાસ છાણ અને ગાયનું મૂત્ર પડેલું હતું. બહાર ગાયનાં પગલાં પણ પડેલાં હતાં. વચમાં રસ્તે પણ ચારો વેરાયેલો હતો. અનસૂયાના હૃદયમાં ધ્રાસ્કો પડયો. 'ગાય જાય ક્યાં?' એ સવાલે તેને બેબાકળી બનાવી. ગાય ઉપરજ આખા કુટુમ્બનું જીવન હતું. બીજું એક સાધન નહોતું. તેણે આવીને પોતાના પતિ તથા પુત્રને તે વિષેના ખબર આપ્યા.

તે વખતે ઋષિમુનિઓ સમાધિના પ્રભાવથી ભૂત, ભવિષ્ય અને વર્તમાનના બનાવો જાણી શકતા હતા. અત્રિઋષિએ તુરતજ સમાધિ ચડાવી. ખબર પડી કે સહસ્રાર્જુન ગાય ચોરી ગયો છે. તેમણે હવે શિર હલાવવા માંડયું. પત્નીને કહેવું કે નહીં તેની વિમાસણ પડયા. આખરે સ્ત્રીના આગ્રહથી જે હકીકત બની હતી તે જ ભળાવી. અનુસૂયા તો વિસ્મય પામી ગઇ. રાજાને એક ગાય પર્ણ...નું શું કારણ? અરે શું તેને તેની અતુલ સંપત્તિથી જરાય ... થયો કે આ ચોરીનું કામ કરવું પડયું? શું કરવું તેના

વિચારમાં તેણે પરશુરામની સામે જોયું. ક્રોધની મૂર્તિરૂપ પરશુરામે તુરતજ એ આજ્ઞા માથે ચડાવી અને પરશુ હાથમાં લઇ સહસ્રાર્જુનની પાછળ ચાલ્યા.

કેટલેક દૂર જઇ ત્યાં રાજાને અટકાવી, તેની સાથે યુદ્ધ કરી ગાય પાછી લીધી. પરન્તુ તેમાં સહસ્રાર્જુનના હજારો હાથમાંથી માત્ર બેજ હાથ બાકી રહ્યા. બાકીનાનું છેદન થઇ ગયું. પરશુરામને સહસ્રાર્જુન સાથેના યુદ્ધથી એટલો ક્રોધ પડયો કે તેમણે આ પૃથ્વીને નક્ષત્રી બનાવી દેવાનો નિશ્ચય કર્યો અને તે વિષેની પ્રતિજ્ઞા પણ કરી.

---

## પ્રકરણ ૨ જું.

---

### કપટી સન્યાસી.

સ્વર્ગમાં વિષ્ણુ સરોવર આગળ એક તપસ્વી સન્યાસી પદ્માસન વાળીને બેઠા છે. નેત્રોની દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ ઉપર છે. જાણે સમાધિમાં બેઠા હોય તેમ સ્થિર થઇ ગયા હતા. સરોવર ઉપરથી પંખીઓ ઉડીને જતાં હતાં તેમની પાંખોના ફફડાટના અવાજ સીવાય ત્યાં બીજું કાંઇ સંભળાતું નહોતું. સરોવરની આસપાસ સુંદર વૃક્ષોની ઘટા આવેલી હતી. એવામાં ત્યાં કોઇક મનુષ્યોનો પગરવ સંભળાયો. સન્યાસીની સમાધિમાં કાંઇક ભંગ પડયો. કર્ણેન્દ્રિય સતેજ થઇ. નજર જરા વાંકી કરી, દૂરથી કોઈ સ્ત્રીઓના ટોળાને આવતું જોયું. આથી સન્યાસીએ પાછી તુરતજ સમાધિ ચડાવવાનો મિષ કર્યો. સ્ત્રીઓનું ટોળું સરોવરની નજીક આવી પહોચ્યું. આ સ્વર્ગની સુંદરીઓ—અપ્સરાઓ હતી અને તે સરોવરમાં સ્નાન કરવા

આવી હતી. એ અબળાઓ જેવી સરોવરના પાણીમાં ઉતરી કે તુરતજ છેટેના વૃક્ષની ઓથેથી એક વ્યક્તિએ સન્યાસી પાસે આવી તેના કાનમાં કાંઇક વાત કરી અને સન્યાસીએ જરા સ્મિત કરી માથું હલાવ્યું. તુરતજ તે વ્યક્તિ પાછી એક વૃક્ષની ઓથે સંતાઇ ગઇ.

સરોવરમાંથી સુંદરીઓ સ્નાન બહાર નીકળી તેમાં એક તુળજા દેવી પણ હતાં. તેમના શરીરની કાન્તિ અનુપમ હતી. ત્રિલોકમાં કોઇ પણ સુંદરીનું સ્વરૂપ તેમના તોલે આવે તેમ નહોતું. આ દેવીના દેવી સ્વરૂપ આગળ સન્યાસી બાવાનો વૈરાગ્ય ટકયો નહીં. જેવાં તે દેવી એકલાં આગળ આવ્યાં કે તુરતજ સન્યાસીએ સીસોટી વગાડી અને તેજ પળે પેલા વૃક્ષના ઓથેથી પેલી વ્યકિત આવીને ઉભી. બન્ને જણા ઉડયા અને સરોવર તરફ જવા જેવો ડોળ કરી તુળજાની પાસે આવી તેને પકડી લીધાં. એ વ્યકિતએ સન્યાસીને કહ્યું કે આ કન્યાનું હરણ કરી જઉં છું અને તું લંકાની પાસે ઢડગઢ છે ત્યાં આવજે. ત્યાંનો રાજા ઘણોજ ધર્મિષ્ઠ છે, રાજશાસન નીતિથી ચલાવે છે. તે યજ્ઞ યાગાદિ તથા હોમ હવન કરે છે. તેના રાજ્યમાં વેદવિદ્યાનો પ્રચાર છે, અને પ્રજામાં અનીતિ બીલકુલ થતી નથી. આમ કહી તે વ્યકિત કન્યાને લઇ ઢડગઢમાં ચાલી ગઇ.

વાચકોને અત્રે જણાવવાની જરૂર છે કે આ વ્યકિતઓમાં એકનું નામ મદાસુર અને બીજાનું મોહાસુર હતું. મોહાસુરને કન્યા નહીં હોવાથી તેણે પોતાના મિત્ર મદાસુરને કોઇ કન્યા લાવી આપવા માટે વિનતિ કરી હતી. મદાસુર વારંવાર સ્વર્ગમાં જતો આવતો હોવાથી તેની નજર તુળજાદેવી ઉપર પડી હતી. તેમના

રૂપને લીધે તે મોહિત થયો હતો પણ પોતાના મિત્રને માટે કન્યા લાવવાની હોવાથી તેણે તે અબળાનું ગમે તે રીતે હરણ કરવા ધાર્યું હતું અને તેથી તેણે પોતાના મિત્ર મોહાસુર પાસે કપટી સન્યાસીનો વેષ ધારણ કરાવી તુળજાદેવીનું હરણ કરાવ્યું.

---

## પ્રકરણ ૩ જું.

---

### પૂર્વ ઈતિહાસ.

પુણ્યભૂમિ ભારતવર્ષમાં *નૈમિષારણ્ય ક્ષેત્ર અતિ પવિત્ર મનાય છે. અનેક ઋષિ મુનિઓએ એ તીર્થમાં રહીને ભગવત કથાનાં વ્યાખ્યાનો આપેલાં છે તેમજ શ્રવણ પણ કરેલાં છે. શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, વૈશંપાયત મુનિ, કશ્યપ મુનિ, શરભાણ ઋષિ, વાલ્મિક, ચ્યવન મુનિ, વગેરે અનેક મહાપુરૂષો અને બ્રહ્મર્ષિઓએ એ તીર્થને પાવન કરી મુકેલું છે. સંસારના ત્રણે તાપોથી તપ્ત થએલા સંસારી પ્રાણીની ઇંદ્રિઓની ધારાઓ એ ક્ષેત્રમા પગ મુકવાથીજ કુંઠિત થઇ જાય છે. આપણાં આર્ય શાસ્ત્રોમાંથી ઘણાં ખરાં શાસ્ત્રો એ પવિત્ર તીર્થમાંજ થએલાં છે. તે સાંભળવા માટે ત્યાં બ્રહ્મર્ષિઓજ એકત્ર થતા એમ નહીં પણ રાજર્ષિઓ એટલે કે પ્રવૃત્તિમાં ભળેલા અને રાજકાર્ય કરતા હોવા છતાં જેમને બ્રહ્મજ્ઞાન સાંભળવામાં

---

* નૈમિષારણ્ય એ દક્ષિણમાં નાશિક તથા પંચવટી વગેરેનો પ્રદેશ છે સુદર્શન ચક્ર પણ તે ક્ષેત્રની શાંતિથી નિમિષ માત્ર સ્તંભી ગયું હતું. તેથી તેનું નામ નૈમિષારણ્ય પડેલું છે. તેની જોડે જ દંડકારણ્યનો પ્રદેશ છે.—કર્તા.

અતિશય રસ પડતો એવા પુરુષો પણ તે તીર્થમાં કથા શ્રવણ કરવાને આવતા હતા. રાજા જનક વગેરે રાજર્ષિઓ પણ ત્યાં અનેક વખત પધારેલા હતા.

સવારના આઠ વાગ્યાનો સમય. ઋષિ મુનિઓ પોત પોતાના સંધ્યાદિ કર્મથી પરવારીને સભાસ્થાનમાં એકત્ર થયા છે. જાણે બધી તપની મુર્તિઓજ ત્યાં એકત્ર થઇ ન હોય. દેશ દેશથી રાજાઓનાં વૃંદ પણ ત્યાં બેઠેલા હતા અને ત્યાં કાંઇક નવીન બ્રહ્મજ્ઞાન સાંભળવાની ઇચ્છાથી સભામાં સર્વત્ર શાંતિ પથરાઇ હતી. મુનિ કસ્યપને સાથી અગ્રસ્થાન આપવામાં આવ્યું હતું. તેમનાં તરફ બીજા બધા મુનિઓ પૂજ્ય દ્રષ્ટિથી જોતા હતા. સભાની આસપાસનું સ્થાન એકાંત અને નિર્જન હોવાથી સોય પડે તોપણ તેનો અવાજ સાંભળી શકાય એવી સ્તબ્ધતા હતી. વૃક્ષોનાં પાંદડાના હાલવાના અવાજ અને પક્ષીઓના કીલકીલાટ સિવાય બીજા કોઇ પણ પ્રકારનો ત્યાં અવાજ થતો નહોતો. એ સ્થાનમાં રહેનારને જાણે એવોજ ભાસ થતો હતો કે સંસારમાં બીજાં મનુષ્યપ્રાણીઓનું અસ્તિત્વ જ નથી. અસ્તુઃ

કેટલોક સમય સભામાં શાંતિ રહ્યા પછી શરભાણુ ઋષિ બોલ્યાઃ—"પૂજ્યપાદ ગુરૂજી! આજે આપના મુખથી બ્રહ્મજ્ઞાન વિષેની થોડી ચર્ચા સાંભળવાની આ બધા બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓ ઇચ્છા રાખે છે, આ હેતુથી જો આપ આજ્ઞા કરો તો હું એક બે પ્રશ્ન પુછું."

કસ્યપ મુનિના મુખ ઉપર હાસ્યની છટા જણાઇ. જગત્ ઉપર ઉપકાર માટેજ જેણે પોતાનું જીવન ધારણ કરી રાખેલું છે એવા એ

મહાપુરૂષને આ પ્રશ્નથી આનંદ થયો. તેમણે માત્ર પોતાના હસ્તના આંદોલનથીજ પોતાની સંમતિ જણાવી અને સભામાં તરતજ બધાઓએ આનંદના ઉદ્‌ગાર કાઢયા.

પાંચેક મીનીટમાં બધું શાંત થયું એટલે શરભાણુ મુનિએ પોતાનો પ્રસ્ન ઉપાડયો.

" આ જગતમાં સર્વે પ્રાણી માત્ર મોહ અને મદથી વીંટાયેલા છે, તેમાં કોઇ આસ્તિક છે તો કોઇ નાસ્તિક છે. કોઇ ભકત છે અને કોઇ અભકત છે. તો મોહ અને મદ એ બેની ઉત્પત્તિ અને લય શામાંથી થતાં હશે? એવા કયા મૂળપુરૂષમાં એ બે દુર્ગુણો રહેલા છે કે જેથી કરીને આખું જગત દુઃખ પામે છે?" આટલો પ્રસ્ન કરી શરભાણુ મુનિ ચુપ રહ્યા. સભામાં બીજા ઋષિ મુનિઓ અને રાજાઓ પણ આ પ્રશ્નથી કાંઇક વિશેષ આનંદી અને આતુર બન્યા. જેમ વિકાસ પામવાને ઇચ્છતું પુષ્પ સૂર્યના ઉદયની રાહ જુએ તેમ સર્વે રાજાઓ પણ કશ્યપ મુનિના સામેજ જોઇ રહ્યા.

મુખ મલકાવતા અને સવાલની ગંભીરતા સારી રીતે સમજતા એવા મહામુનિ કશ્યપ એ પ્રશ્નનો ઉત્તર નીચે પ્રમાણે આપવા લાગ્યાઃ " તમે બહુજ સારો પ્રશ્ન કર્યો, તેનો ઉત્તર જરા સારી રીતે ધ્યાન આપીને શ્રવણ કરશો તોજ સમજી શકાય તેવો છે. મોહ અને મદ એ બેની ઉત્પત્તિ તેમજ લય ઇશ્વરની અનાદિ માયામાંથી થાય છે. ઉત્પત્તિ તેમાંથી થાય છે તેમજ લય પણ તેમાંથી થાય છે. સંસારમાંના સર્વે જીવ પ્રાણી માત્રને માયામાંથી ઉત્પન્ન થયેલાંજ શરીરો છે. મોહ, મદ, કામ, ક્રોધ વગેરે જે જે ઇંદ્રિયોના

ગુણો છે તે તે તમામ માયામાંથી ઉત્પન્ન થયેલાં છે. એ માયા તે પરમાત્માનીજ શક્તિ છે અને તે બે પ્રકારની છે. એક વિદ્યા માયા અને બીજી અવિદ્યા માયા કહેવાય છે. વિદ્યા માયાથી આ સંસાર સાગર તરી જવાય છે અને અવિદ્યા માયાથી જન્મ મરણના ચોરાસીના ફેરમાં અટવી પડાય છે કામ, ક્રોધ મોહ, મદ, મત્સર ઇત્યાદિ જે જે મોક્ષ માર્ગના વિરોધીઓ છે તે તમામની ઉત્પત્તિ અવિદ્યા માયામાંથી થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પંચ વિષયની ઉત્પત્તિ પણ એમાંથી થાય છે, પરંતુ એ બધી કથા લાંબી છે પણ તમે મને મોહ અને મદ એ બેની વાત પુછી છે તો તે મેં તમને કહી સમજાવી. તે નામના બે અસુરો હતા. જન્મથીજ તેમના વૃત્તિ હરામ અને નીચ હતી. તેમનું જીવન આ સંસારમાં નિષ્ફળ થયું હતું. જો તમારી ઇચ્છા હોય તો તમને એનો ઇતિહાસ મુળમાંથી કહી સંભળાવું." લંબાણ બહુ થઇ જશે નો વખતે બીજા ઋષિઓના ટૂંકની અગર રાજાઓની ધીરજ રહેશે નહિ એમ ધારી કશ્યપ મુનિએ આખી સભાની મરજી પુછી જોઇ.

શરભાણ મુનિને તો એ કથા વિસ્તારથી સાંભળવાની ઘણી ઇચ્છા હતી પરંતુ સભાની વૃત્તિ જોવાના ઉદ્દેશથી તેમણે રાજાઓના વૃંદ તરફ જોયું. તેમની પણ એવીજ ઇચ્છા લાગી એટલે તેમણે કશ્યપ મુનિને બે હાથ જોડી વિનંતિ કરી કે;—મહારાજ, કૃપા કરીને તે કથા વિસ્તાર પૂર્વક અમને કહો, તેમાંથી શો સાર નીકળે છે તે સમજાવો." આમ કહી તે પોતે સિદ્ધાસન વાળીને અને મનને નિર્મળ કરીને બેઠા. બીજા સભાજનો પણ કથા સાંભળવાને ઘણા આતુર હતા.



# પ્રકરણ ૪ થું.

## પૂર્વ ઇતિહાસ (ચાલુ)

શ્રોતાઓ જ્યારે લાયક હોય છે ત્યારે વકતા એટલે ઉપદેશ કરનારને પણ વિશેષ ઉમંગ આવે છે. શરભાણ અને બીજા વિદ્વાન તથા બ્રહ્મજ્ઞાનના રસિક મુનિઓ તેમજ જ્ઞાનથી વિભુષિત થએલા રાજર્ષિઓને પવિત્ર કથા સંભળાવવાને કશ્યપ ઋષિ આનંદ પામે એમાં શું આશ્ચર્ય? તે બોલ્યા—"તમારી ઇચ્છાને હું પુરેપુરી તૃપ્ત કરીશ. સરળ અને સહજમાં સમજાય તેવા શબ્દોથી જ હું તમ મૂળમાંથી કથા સંભળાવીશ. આ બ્રહ્માંડની મૂળ ઉત્પત્તિ કુટસ્થ બ્રહ્મ માંથી થએલી છે. વેદના રહસ્યને જાણનારા અને વેદના સારને પામેલાઓ એ વાર્તા સારી રીતે જાણી શકે છે. કુટસ્થ બ્રહ્મ ઉપર પર-બ્રહ્મની વાત વળી ન્યારી જ છે. પરંતુ જેમને શાસ્ત્રનું પુરતું જ્ઞાન હોતું નથી તેમને એ સિદ્ધાંત સમજાતો નથી અને તેથી મોક્ષથી એવા લોકો વિમુખ રહે છે. જો આ વિષયનું જ્ઞાન થાય તો તે પ્રાણી જન્મ મરણ રૂપી ચોરાશી લક્ષ યોનિના ફેરામાંથી ટળી જાય એ નિશ્ચય છે, પરંતુ અજ્ઞાની મનુષ્યોને એ કથા રૂચતીજ નથી અને ચોરાશીના ચકકરમાં ફર્યા જ કરે છે. અનિત્ય અને નાશવંત પદાર્થોમાં મોહ પામીને તેમાં વાસના રહી જવાથી તે વારંવાર ગ-ર્ભમાં આવે છે. હવે હું તમને તે પછી આ સષ્ટિમાં દ્વંદ્વ એટલે કે મનુષ્ય પ્રાણીઓના નર અને માદા એમ બે જોડલાં શાથી ઉત્પન્ન થયાં તેનો ઇતિહાસ કહું તે સાંભળો. મૂળ બ્રહ્મની ભકિત કરનાર કુટસ્થ બ્રહ્મેઇચ્છા કરવાથી તેમાંથી શકિતની ઉત્પત્તિ થઇ. આને

મહામાયા પણ કહે છે. ભવાની પણ કહે છે, જગદંબાના નામથી ભજે છે તો કોઇ તેને આદ્ય ભવાની પણ કહે છે. આ જગદંબાનું વદન રક્ત—લાલ વર્ણનું છે, રૂપ અને લાવણ્યમાં આ ત્રિલોકીમાં તેના જેવી એકે સ્ત્રી નથી. હાથમાં સૌભાગ્યના ચિન્હ તરીકે ચુડીયો ધારણ કરેલી છે. એક હાથમાં સીંદુરના ચાંદલાઓવાળું ત્રિશુળ ધારણ કરેલું છે. ચાર તો જેની ભુજાઓ છે. પગમાં ઝાંઝરના ઝમકાર થઇ રહેલા છે. આ સીવાય અર્ણવ, વીંછવા, વાળીઓ, વેઢ, કઢલાં, કાંબીઓ વગેરે અલંકારોએ તેમના કાન્તિમાન શરીરને વધારે શોભા આપી છે. તેમના વિશાળ લલાટમાં કુમકુમનો ચાંદલો કરેલો છે, જેનો આકાર ચંદ્રના જેવો છે. નેત્રોની અંદર કાજળનું અંજન કરેલું છે. ઝીણા પોતનું ચીર ઓઢેલું છે. ચોળી તેમજ ચણીઆની શોભા ત્રિલોકીથી નિરાળી છે. તેમનું સ્વરૂપ જોઇને ભલભલા અસુરો અને રાક્ષસો પણ થરથર કાંપે છે તો મનુષ્ય પ્રાણીનું શું ગજું ? ઓષ્ટ ઉપર ખરો હીરો ચળકારા કરી રહેલો છે અને કટી એટલે કેડને કસીને બાંધેલા છે. ખંજર, ખડગ વગેરે શસ્ત્રો ધારણ કરીને પોતાના ભકતજનોનું રક્ષણ કરવામાં એ મહામાયા હમેશાં તત્પર રહે છે. આ મહામાયાની ઉત્પતિની કથા સાંભળનારના પુણ્યનો પણ પાર નથી. આદ્ય ભવાની એવું તેનું નામ પાડવાનું કારણ એ છે કે તે ભવરૂપી સંસાર તેની ભીડનો નાશ કરનારી છે. આ મહામાયા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોવાળી છે એટલે તે ત્રિગુણાત્મક પણ કહેવાય છે. એ ત્રણ ગુણોમાંથી ત્રણ દેવોની ઉત્પત્તિ થઇ. તેમનાં નામ—બ્રહ્મા, વિષ્ણુ અને શિવ. સકળ સંસાર એ ત્રણ દેવોની સેવા કરે છે. આ પછી સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ એવો છે કે જુદા જુદા ગુણોમાંથી જુદાં તત્વો થયાં અને તે વડે

મનુષ્ય પ્રાણીઓ થયાં. અનાદિ કાળથી આવો રેંટ ચાલ્યો જ આવે છે. તેમાં માનવ, દાનવ અને દેવ એ ત્રણ વિભાગ પડી ગયા. સત્વગુણથી દેવોની ઉત્પત્તિ છે અને તે સ્વર્ગના વાસી થયા. રજોગુણથી મનુષ્યોની ઉત્પત્તિ હોઇ તે આ પૃથ્વી ઉપર વસ્યા અને તમોગુણી દાનવો એ બન્નેના દુશ્મન થયા. દેવ અને દાનવો વચ્ચેનું વૈર અનાદિ માનવામાં આવે છે. જેમ ઉંદર અને બીલાડીને સ્વાભાવિક વૈર છે, વિદ્વાન્ અને અજ્ઞાની મનુષ્યોને જેમ અણબનાવ રહ્યા કરે છે, તેની પેટે એ લોકોને પણ સ્વાભાવિક વૈર રહે છે."

અત્રે સૂર્યનારાયણ જરા તપાયમાન થતા હોય એમ લાગ્યા અને બપોરનો સમય થવા આવ્યો હોવાથી સૌને ભોજન માટે ઉઠવાની આજ્ઞા થઇ.

---

## પ્રકરણ ૫ મું,

---

### નિઃસ્વાર્થ મૈત્રી.

સૂર્યનારાયણ જરા નમતા થયા. વૃક્ષો ઉપર પશુ પંખીએ કીલકીલાટ કરતાં બંધ થયાં. પોપટો અને મેના પોતાનાં બચ્ચાઓને પોતાની ચાંચવડે દાડમ તથા બીજાં વનફળોના દાણા ખવરાવી રહ્યાં હતાં. બીજાં પક્ષીઓ પણ પોત પોતાનાં બચ્ચાંઓને પ્રથમ વનફળોના આસ્વાદ લેવરાવીને પોતે જમી રહ્યાં હતાં. જેમ મનુષ્ય પ્રાણી પોત પોતાને ભાવતાં ભોજનો હમેશાં સ્વાદથી જમે છે તેમ જ પક્ષીઓ પણ જુદાં જુદાં વનોમાં જઇને દરરોજ વિધવિધ જાતનાં ફળોનો સ્વાદ લે છે. રસનાઇંદ્રિય મનુષ્ય તેમજ પશુપંખી-

ઓને એકજ રીતિથી નચાવે છે. આ સમયે તાપ કંઇક નમી ગયો હતો અને નિમિષારણ્યમાં ઋષિ મુનિયો તથા રાજાઓ ફરીથી વિનય તથા સભ્યતા સાચવીને પોતપોતાનાં યોગ્ય સ્થાનોએ બેસી ગયા. જરા પણ શોરબકોર ત્યાં સંભળાયો નહીં. શરભાણુ ઋષિની વિનંતિ ઉપરથી કશ્યપ મુનિયે પાછી પોતાની કથા શરૂ કરી. તેઓ બોલ્યા—"આ સૃષ્ટિની ઉત્પત્તિની સાથેજ હું તમને બીજો કેટલોક જાણવા યોગ્ય ઇતિહાસ કહું છું તે સાંભળજો. ક્ષત્રિયોને નિર્વંશ કરવાનો પ્રયત્ન કરનાર પરશુરામ, તેમના પંજામાંથી બચી ગયેલો ક્ષત્રિય કુમાર ભાવસેન, ભાવસાર જ્ઞાતિની થયેલી ઉત્પત્તિ વગેરે કહી બતાવું છું તે સાંભળો. પૂર્વે મોહાસુર અને મદાસુર એ બે નામના અસુરો હતા. તેઓ દરેક નીતિના કાર્યમાં આડા જ પડે. કોઇ પણ રીતે પોતાના કુટુંબનો વિસ્તાર કેમ વધારવો એ જ વિચાર અને એવાજ તેમના આચાર. તેઓ ઘણા વખતથી મિત્ર થએલા હતા અને તેના પરિણામે તેમની મિત્રતામાં નિઃસ્વાર્થતા પણ સમાએલી હતી. આમાં મદાસુર પરણેલો હતો, પરંતુ મોહાસુરને કન્યા મળી નહોતી. કુંવારી જીંદગીમાં મનુષ્યનું મન સંસારથી અતિ ઉદાસ રહે છે. તેને સંસારના ભોગ વિલાસ ઉપર બીલકુલ રૂચિ થતી નથી. ગમે તેટલું ધનધાન્ય અથવા માલ મીલકત પ્રાપ્ત થયાં હોય પણ સ્ત્રી-સહધર્માનુચારિણી વિના એ બધું નકામું થાય છે. મોહાસુર એક વખત પોતાના મિત્રને કહેવા લાગ્યો કે: ભાઇ, હવે મને આ કુમારી અવસ્થાનું દુ:ખ બહુ સાલે છે. તને તો તારા યોગ્ય સ્ત્રી મળી ચુકી છે પરંતુ મારૂં કોણ જાણે કેવુંયે દુર્ભાગ્ય છે કે હું હજી કોઇ સ્ત્રીનું પાણિગ્રહણ કરવાને શકિતમાન થયો નથી. હું જો કે સંસારની સેવા કરવાની ઇચ્છાવાળો છું પણ મને કોઇ

સહચારિણી ન મળે તો મારાથી શું બની શકે? તું મારો મિત્ર છે વળી તું પરણેલો છે એટલે તારે અનેક ઠેકાણે ઓળખાણ અને મિત્રતા પણ હશે, માટે મારા માટે તું ગમે ત્યાંથી પેરવી કરી લાવે તો સારૂં. મારો તો ઉત્સાહજ મંદ પડી ગયો છે એટલે મારાથી કાંઇ પ્રયત્ન થઇ શકે નહીં. મિત્ર ખરો તો એનુંજ નામ કે વિપત્તિ સમયે મસ્તક આપે. મિત્રને ભીડ પડી હોય ત્યારે પાછું વાળીને જુએ નહિ. આમ કહેતાંજ મોહાસુરનાં નેત્રોમાં ઝળઝળીયાં આવી ગયાં. મિત્રની આંખમાં આંસુ જોઇને કોઇપણ સહૃદય મનુષ્યને લાગણી થયા વિના રહેતી નથી. મદાસુરે તેને આશ્વાસન આપ્યું અને ત્રિલોકીમાંથી ગમે તે સ્થળેથી અને ગમે તે ભોગે એક સુંદર કન્યા લાવી આપવાનું વચન આપ્યું. મોહાસુર કંઈક શાંતિ પામ્યો અને મનમાં મિત્રની નિઃસ્વાર્થતાનાં વખાણ કરવા લાગ્યો. આ પછી દેવી તુળજાનું હરણ કેમ થયું તે વાચકોના જાણવામાં છે જ.

## પ્રકરણ ૬ ઠું.

### ભયંકર સંગ્રામ.

તુળજાદેવીની સાથે જે બીજી અપ્સરાઓ અને કન્યાઓ હતી તેમણે કલ્પાંત કરી સ્વર્ગમાં કોલાહલ કરી મુકયો. આદ્યભવાનીના દેવાલય પાસે જઇને ત્યાં અપ્સરાઓએ બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. જો આવી રીતે રાક્ષસો સ્વર્ગમાંની કન્યાઓનું હરણ કરી જશે તો કેવું માઠું પરિણામ આવશે એ બાબત ઉપર ભવાનીની અતિશય સ્તુતિ કરી.

"હે ભવોભવની ભીડ ભાંગનારી ભવાની, હજુ તુળજા બાલિકા છે. યુવાની તો હજુ આવી નથી. તે રાક્ષસના પરવશ પડી. તેના ઉપર શાં શાં કષ્ટો આવવાનાં! વળી દેવોના કુળમાં પણ આથી મોટું લાંછન લાગશે. હે દેવી! તમારા વિના આ વિપતિમાંથી તેને કોણ ઉગારે? અરે આજે તો એનું હરણ થયું પણ કાલે અમારૂં નહીં થાય તેની શી ખાત્રી છે? એ બિચારીએ પૂર્વે શાં પાપ કર્યાં હશે? હે પાપમોચિની! જગજ્જનની! દયામયી! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય તારી શકિતથીજ થાય છે, તુંજ દાતા અને તુંજ ભોકતા છે. આ વાયુ તારી આજ્ઞાથી વાય છે, તારી આજ્ઞાથીજ અગ્નિ બાળે છે, તારી આજ્ઞાથીજ જગતમાં શાન્તિ છે, તારી આજ્ઞાથીજ આ જગત ટકી રહેલું છે, હે દેવિ! તને ઉત્તરે નમસ્કાર હો, દક્ષિણે નમસ્કાર હો! પૂર્વે તેમજ પશ્ચિમે પણ તને નમસ્કાર હો! અરે તને આગળ અને પાછળ પણ નમસ્કાર હો, અમે તને પાયે પડીએ છીએ. તારા કાલાવાલા કરીએ છીએ કે એ અન્યાયી અને દુષ્ટ રાક્ષસને વિદારીને એ તુલજાદેવીને અમારી પાસે સોંપ."

આ સ્તુતિથી પ્રસન્ન થયેલાં આદ્યમાતા ભવાનીએ 'તથાસ્તુ' ની વર આપ્યો અને અસુરને હણવાની ઇચ્છા કરી. આ વખતે આ દેવીનાં નેત્રો અગ્નિના સરખાં લાલચોળ થઇ ગયાં હતાં, ચણીઆનો કચ્છ મારી લીધો હતો, કટી પણ કસી લીધી હતી, કાળા નાગના સરખો ચોટલો છુટો મુકેલો હતો. આથી દેવીનું સ્વરૂપ કારમું થયું હતું. દેવીએ જેવી દક્ષિણ દિશા તરફ નજર કરી કે તુરતજ તેલા મહાસુરને વાયુના વેગે ઢડગઢ તરફ જતાં જોયો. દેવી તુરતજ તેની પાછળ ગયાં અને સહજમાંજ તેને પકડી પાડયો. ઢડગઢથી થોડેજ દૂર દેવી અને મહાસુર વચ્ચે યુદ્ધ થયું. એવામાં વળી મોહ–

સુર કે જે હડગઢમાં પોતાના મિત્રની રાહ જોતો હતો તેણે આ યુદ્ધ નજરે જોયું, અને તે તુરત જ મિત્રની વારે ધાયો.

દેવી ભવાનીના હાથમાં ભાલા હતા. હવે તેમણે જોયું કે બન્ને રાક્ષસો બળવાન્ છે એટલે તુરતજ તે સહસ્ર ભૂજવાળાં બની ગયાં. બન્ને રાક્ષસોના કેશને ઝાલી તેમને નીચે નાંખ્યા અને તુલજા જે મહાસુરના સ્કંધ ઉપર હતી તેને છોડાવી. આથી મોહાસુરને વધારે ક્રોધ ચડયો. તેનું ચિત્ત હજુ પણ સ્ત્રીમાંજ હતું. ગમે તે ભોગે સ્ત્રી મેળવવી એ તેનો નિશ્ચય હતો. તેમાં આ પ્રમાણે હવે થોડાજ માટે વિઘ્ન આવે તે તેને વસમું લાગ્યું. એટલે તેણે આ યુદ્ધમાં કાં તો તુલજાનું હરણ કરીને તેને લઇ જવાનો અગર મરવાનો નિશ્ચય કર્યો.

અસુરોએ મહા ઉત્પાત કરવા માંડયો. આસપાસથી વૃક્ષોનાં થડ લાવીને દેવીના ઉપર નાંખવા માંડયા. આસુરી માયા બનાવી દેવીને બીવડાવવી માંડી. અનેક આયુધો ઉછળવા માંડયાં. બરછી, ભાલા, તીર, તરકસ, તલવાર, ગોફણ, ગોળા વગેરે ફેંકવા માંડયા પણ દેવીના હજાર હાથ આગળ એ રાક્ષસોનું કશું ચાલ્યું નહીં. જેમ જેમ તેમણે વધારે અને વધારે ઉત્પાત અને હલ્લા કરવા માંડયા અને એમ આ બાજુ નીચે હડગઢના લોકોમાં [illegible]. રાક્ષસોની ગુફામાં પણ અવાજ પહોંચ્યો એટલે બીજા રાક્ષસો તથા રાક્ષસગણો પણ લડાઈમાં સામેલ થયાં.

બીજા રાક્ષસોને મોહાસુરે સમજાવવા માંડયું કે આ શક્તિનો શું અન્યાય નથી? આ કન્યાને અને તેમને શી સગાઈ છે કે અમારી સાથે તે લડવા આવ્યાં છે? આવી રીતે જ્યારે હવે કોને અમારી સાથે યુદ્ધ માંડયું ત્યારે અમે શું કરીએ? આથી બીજા આવનાર

રાક્ષસો પણ દેવીની સામે સંગ્રામ કરવા લાગ્યા અને ત્યાં ભયંકર સંગ્રામ ચાલી રહ્યો. અનેક રાક્ષસોનાં ધડ નીચે ઢડગઢમાં પડવા માંડયાં. ગઢના લોકો પણ ત્રાસ પામવા લાગ્યા. આ શાનું યુદ્ધ હશે તે વિષે તેઓ અનેક તર્ક કરવા મંડી પડયા. આખરે ઢડગઢના રાજા સારસૈન્યને આ બાબતની ખબર પડી. સારસૈન્ય રાજાની પાસે વિમાનનું સાધન હતું એટલે તેણે તુરતજ સૈન્યને સજ્જ કરવાનો હુકમ આપી દીધો અને પોતે વિમાનમાં બેસીને યુદ્ધની તપાસ કરવા નીકળ્યો.

આકાશમાં રાક્ષસો અને દેવી ભવાની વચ્ચેનું યુદ્ધ ચાલી રહ્યું છે. સારસૈન્ય રાજા ત્યાં આવ્યો કે તરતજ ભવાનીએ તેને કહ્યું: "રાજન્! અહીં તારૂં કામ નથી. તું તારે છેટેથી જોયાં કર. આ દુષ્ટોનો હમણાંજ સંહાર કરી નાંખું છું." આથી રાજા છેટેજ ઉભો. પરન્તુ રાજાની મદદ જોઇ દેવી તુળજાને શૂર આવ્યું. તે માતાજીની રજા લઇ રાજાની પાસે ગયાં અને તેનાં હથિઆર લઇ યુદ્ધનાં સામેલ થયાં. માતાએ તેમને આશીર્વચન આપ્યું અને પોતે આઘાં ખસી ગયાં. અસુરોનું ટોળું હવે તુલજા ઉપર તુટી પડયું. રાક્ષસણીઓ પણ મહા મુઠી અપશબ્દો બોલવા લાગી. કોઇ તો નગ્નજ બની ગઇ. છોકરાંઓ હાથમાં પથ્થર લઇ લડવા લાગ્યાં. રાક્ષસોએ મોટા પથ્થર તથા વૃક્ષોનાં થડ લાવી તુલજા ઉપર નાખવા માંડયાં. દશે દિશાઓમાંથી આયુધો છુટવા માંડયાં અને તેમાંથી અગ્નિનો વર્ષાદ વર્ષવા લાગ્યો. ધનુષ્યમાંથી બાણ તો મેઘની વૃષ્ટિની પેઠે છુટવા લાગ્યાં. અત્યાર સુધી દેવી તુલજાએ માત્ર પોતાના અંગની રક્ષાજ કરી હતી પણ હવે તેમને ક્રોધ ચડયો. તેમણે એક હાથમાં ભાલો લીધો અને

બીજા હાથમાં ત્રિશૂળ લીધું અને કૂદકો મારી અસુરોના દળમાં કૂદી પડયાં. રાજા સારસૈન્ય અને તેની સેના આ યુદ્ધ જોઇ રહ્યાં છે. કોઇ કોઇ અન્યાય કરતા જણાતા નથી. ભવાની માતા પણ જોઇ રહ્યાં છે અને મનમાં તુલજા દેવીને આશીર્વાદ આપી રહ્યાં છે. દેવી તુલજા બન્ને હાથથી સંહાર કરે છે, અને ફુદડી ફરતાંજ જાય છે. જાણે કે કાળ પોતે ત્યાં ખેલ ખેલી રહ્યો હોય તેમ યુદ્ધરૂપી રમત ચાલી રહી છે. જેને આયુધનો સ્પર્શ માત્ર થાય તે તો તુરત જ રામશરણ થઇ જતો. સતી તુલજાનું વસ્ત્ર અડે તે ઉભો ને ઉભો ત્યાં બળી જતો. બાળાને ઘુમતી જોઇને માતા ભવાની હાથમાં તાળી આપે છે. એક એક અસુરોનો નાશ થવા લાગ્યો. લગભગ બધા રાક્ષસોનો કચ્ચરઘાણ થઈ ગયો. મોહાસુર અને મદાસુર પણ મરણ પામી ગયા. એવામાં મદાસુરની સ્ત્રી કે જે છેટે રહીને યુદ્ધ જોઇ રહી હતી તે છાનીમાની ત્યાંથી નાશી ગઇ. હવે ત્યાં માત્ર ભવાની, દેવી તુલજા અને રાજા સારસૈન્ય એટલાજ રહ્યા. રાજાએ દેવીને પ્રણામ કર્યા અને પોતાના નગ્રમાં આવવા વિનતિ કહી. બન્ને દેવીઓ અને રાજા સારસૈન્ય ઢડગઢમાં આવ્યા અને રાજાના મહેલમાં ઉતારો કર્યો.

---

## પ્રકરણ ૭ મું.

---

### ભાવસેનનો જન્મ.

આદ્ય માતા ભવાનીએ તુલજાને માથે હાથ મુકયો. તે સાથે રાજા સારસૈન્ય તથા તેના બીજા કુટુમ્બી જનોને પણ આશીર્વચન આપ્યું. તુલજાને આશીર્વાદ આપતાં આદ્ય માતા ભવાનીએ નીચે મુ-

જબ ઉપદેશ આપ્યો: "આજથી હુ તારી માતા છું. તુ મારૂં જ બાળક છે. મારી બધી શક્તિ હું તને આપું છું. આખું જગત્ તારી સેવા કરશે અને જે જે લોકો ભાવથી તને ભજશે તેમના મનોરથો પુર્ણ થશે. આજથી તારૂં નામ તુલજા ભવાની એવું પડશે. તારામાં સર્વદા શક્તિનો વાસ રહેશે અને તું ઉલ્લાસમાં રહ્યાં કરીશ, તને હું આજ્ઞા કરૂં છું કે તું તારો વાસ દક્ષિણમાં કરજે." આવો આશીર્વાદ લઇ દેવી તુલજા અદ્દશ્ય થઇ ગયાં. ત્યાર પછી તેમની પૂજા દક્ષિણ દેશમાં ચાલી.

હવે રાજા સારસૈન્ય અને તેનું આખું કુટુમ્બ દેવી ભવાનીના ચરણમાં મસ્તક મુકી આળોટવા લાગ્યું. દેવીએ હવે રાજાને આશીર્વચન આપવા ધાર્યું. ખરેખર દૈવી શક્તિ હમેશાં કૃપાળુ હોય છે. અસુરોને હણવામાં પોતાની જ શક્તિનો ઉપયોગ થયો હતો છતાં પણ માતાજીએ અસુરોનો નાશ કરવાનો બધો યશ રાજાનેજ આપ્યો. તે બોલ્યાં: "બેટા! સાબાશ છે. દૈત્યોનુ તોફાન જોઇને તું અમારી પક્ષમાં આવી ઉભો રહ્યો, તારી જનેતાને ધન્ય છે. તારાં માતપિતાને અનેક વાર ધન્ય છે. તારી સાતે પેઢી તરી જશે. તારી ક્ષત્રિય જાતિને ધન્યવાદ ઘટે છે. ક્ષત્રિયોના પુત્રો તારા જેવા જ હોવા જોઇએ કે જે ધર્મની વારે ધાય, ધર્મને માટે પ્રાણ આપતાં પણ ડરે નહીં, અધર્મની હાનિ કરે, ધર્મનો પક્ષ કરે અને અધર્મથી દૂર રહે."

દેવીનાં વચન સાંભળી રાજા સારસૈન્યમાં નેત્રામાં આંસુ આવી ગયાં. તેને પરશુરામની પ્રતિજ્ઞા યાદ આવી અને અવસર યોગ્ય છે એમ ધારીને ગદગદ કંઠે બોલ્યો: "માતાજી! અમ ક્ષત્રિયો ઉપર હાલ તો કષ્ટનો પાર નથી. ભગવાન્ પરશુરામે અમારૂં નિકંદન કાઢી નાંખવાના

શરૂઆત કરી છે. ક્ષત્રિયોને જ્યાંથી દેખે છે ત્યાંથી મારે છે. ક્ષત્રિના કોઇ બાળકને દેખીને તેમની આંખમાંથી અગ્નિ નીકળે છે, માત્ર ક્ષત્રાણીઓને જ ત્રા દેછે પરન્તુ પુરૂષ વિના ક્ષત્રિયોનો વંશ કેવી રીતે ચાલશે ? વળી તેમણે ગર્ભમાંના બાળકો પણ મારવાનો નિશ્ચય કર્યો છે. માતાજી હવે અમારી કુશળતા કેમ જળવાશે ? અમારે સુખનો વિચાર તે કવી રીતે કરવો ? આપનું નામ ભવભીડભંજની છે અને આપના આગળ આ અમારી ભીડ હતી તે કહી બતાવી તે ભાંગવાની કૃપા કરો."

આમ કહેતાંજ રાજા અને તેનાં કુટુમ્બના માણસો પોકેપોક રડવા લાગ્યાં.

માતા ભવાનીથી કાંઇ અજાણ્યું હતું જ નહીં. તેમણે રાજા અને તેમના કુટુમ્બનાં માણસોને દિલાસો આપવા માંડયો અને રાજા સારસૈન્યને માથે હાથ મુકયો. તે બોલ્યાં: "બેટા માગ માગ તુ માગે તે આપું. હું તારા ઉપર સર્વથા પ્રસન્ન છું."

રાજાએ જાણ્યું કે ઠીક લાગ આવ્યો છે. તેણે વિચાર કરી પછી નીચે મુજબ વિનતી કરી: "માજી, મારી સ્ત્રી ગર્ભવતી છે અને તેને હવે પુરા માસ થવા આવ્યા છે. મારે પુત્ર નથી અને તેથી મને વારંવાર નિસાસા પડે છે તો કૃપા કરીને હવે પુત્ર પ્રાપ્તિ થાય એવો આશીર્વાદ આપો." માતાજીએ 'તથાસ્તુ' કહ્યું એટલામાં સેવકોએ આવીને ત્યાંજ વધામણી ખાધી કે રાજાજીને ત્યાં કુંવર અવતર્યો છે.

પુત્રપ્રાપ્તિથી દરેક માનવ પ્રાણીને જેવો ઉમંગ થાય છે તેવો બીજા કશાથી પણ થતો નથી. રાજાની આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. તુરતજ સાકરો વહેંચવાનો હુકમ થઈ ગયો. વધામણી લાવનાર સેવકોને યોગ્ય દાન આપવામાં આવ્યું.

માતાને રાજા નમી પડયો. કુંવરનું નામ તેમનેજ પાડવા અરજ કરી. ભવાનીએ પોતાનાજ પ્રસાદથી ઉત્પન થયેલા કુંવરનું નામ ભાવસેન રાખવા જણાવ્યું તેમજ રાજાને હજુ પણ બીજું વરદાન જોઇતું હોય તો માંગી લેવા કહ્યું.

રાજાએ હવે મૂળ વાત ઉપાડી. પરશુરામ આ બાળકને જીવતો રહેવા દેશે નહિ એમ ધારી તેણે માતાજીની પાસે એવું વરદાન માંગ્યું કેઃ "માજી, મારે બીજું ત્રીજું કાંઇ જોઇતું નથી. માત્ર મારો આ પુત્ર જીવતો રહે અને મારો વંશ જતો ન રહે એટલુંજ જોઇએ છીએ. 'પરશુરામથી તેને ઉગારી લેવાનું આપનું કામ છે. માતાજીએ તથાસ્તુ.' કહ્યું અને પછી તેઓ અંતર્ધ્યાન થઈ ગયાં. રાજાએ હવે શહેરમાં આનંદોત્સવ કરવા માટે ડાંડી પીટાવી. રાજમહેલ આગળ દુંદુભિ વગડાવ્યાં. ગરીબોને દાન આપવામાં આવ્યાં. દેવાલયો તથા બીજી સાર્વજનિક અને પવિત્ર સંસ્થાઓને પણ યોગ્ય રકમો અપાઇ.

---

## પ્રકરણ ૮ મું.

---

### પરશુરામના આશ્રમમાં.

બીજી કથાવાર્તાઓના કરતાં પોતાના કુળની કથાવાર્તાઓ સાંભળવાથી મનુષ્ય પ્રાણીને ધર્મ, અર્થ અને કામની પ્રાપ્તિ સત્વરે થાય છે. ઇશ્વર સંબંધી કથાવાર્તા સાંભળનારને જેમ મોક્ષની પ્રાપ્તિ સ્હેલી થાય છે તેમ પોતાના કુળમાં કયા કયા અને કેવા કેવા પુરૂષો થઇ ગયા તે જાણવાથી મનુષ્યના મનમાં પોતાની જાતિને માટે એક પ્રકારનું ગૌરવ આવે છે. કુળદેવી અગર કુળદેવતા તથા મૂળપુરૂષનો

ઇતિહાસ દરેક મનુષ્યે જાણવાની જરૂર છે. કારણ કે એ વ્યક્તિઓ-એ પોતાના કુટુમ્બો તેમજ ન્યાતો ઉપર અનેક ઉપકારો કર્યાં હોય છે તેને લીધેજ તેમનાં નામ અમર થયાં હોય છે અને જે મનુષ્ય પોતાના ઉપકાર કરનારને ભુલી જાય છે તેનું કદી પણ ભલું થતું નથી.

દેવી અને અસુરોનો રણસંગ્રામ જોઇ નાસી ગયેલી મહાસુરની સ્ત્રીએ હવે પોતે આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. શત્રુના હાથે પકડાવા કરતાં પોતાની મેળે મરણ પામવામાં શૂરા મનુષ્યો અભિમાન લે છે. તે સ્ત્રીએ વાવ્ય કે કૂવાની શોધ કરવા માંડી પરન્તુ તેવામાં તેને એવો વિચાર આવ્યો કે મારે મરવું શા માટે ? ક્ષાત્રઓએ મારા કૂળનું નિકંદન કઢાવ્યું માટે તેનું વૈર મારે લેવું જોઇએ. ઢડગઢનો રાજા માનસૈન્ય પોતાના લશ્કરની સાથે ભવાનીના પક્ષમાં આવ્યો હતો. તેથીજ એ દેવીઓના પગમાં એટલું જોર આવ્યું હતું. નહી તો મારા મર્દમૂછાળા પતિની આગળ એ અબળાનું ગજું શું ? એ શું એમ સમજે છે કે હવે એટલેથીજ પતી ગયું ? ના, ના, એ તો હું હજુ બેઠેલી છું. આ બધું કામ ક્ષત્રિયોએ કરાવ્યું છે. માટે હું પણ આ પૃથ્વીને નક્ષત્રી કરાવું તો જ ખરી. લાવ્ય એમના શત્રુ પરશુરામની પાસેજ જઉ. તે ઋષિએ વળી નક્ષત્રીનો જ ટેક લીધો છે ! કાળની ગતિ પણ કેવી છે ! હવે તો એજ ઉપાય કે તેમને ચડાવીને અંદર અંદર યુદ્ધ કરાવું અને પૃથ્વી ઉપર એક પણ ક્ષત્રીનું બીજ રહેવા ન દેવડાવું. આમ ધારીને તે પરશુરામના મઠે ગઇ.

પરશુરામના આશ્રમમાં શિષ્યોની વેદધ્વનિ થઇ રહી હતી પરન્તુ તેમાં એકે ક્ષત્રિય શિષ્ય મળે નહીં. બ્રાહ્મણનેજ અસ્ત્ર-શસ્ત્રની વિદ્યા

શિખવાડવી એ તેમની પ્રતિજ્ઞા હતી. વીશવાર નક્ષત્રી પૃથ્વી તે કરી ચુક્યા હતા. આશ્રમની આસપાસ શાંતિ હતી. પશુ પંખીઓના અવાજ વિના બીજું કાંઇ ત્યાં સંભળાતું નહોતું, માત્ર બ્રાહ્મણોના વેદધ્વનિ અને મેના પોપટના મધુર શબ્દો થતા હતા. એવામાં મદાસુરની સ્ત્રી કલ્પાંત કરતી ત્યાં આવી. પડતી જાય, આખડતી જાય અને માથું કુટતી જાય. મ્હોંએથી એ રાક્ષસણી કારમી ચીસ નાંખતી જાય અને પોકેપોક મુકે કેઃ "સત્યાનાશ વળી ગયું રે બાપલીયા! કાળો કેર વર્તી ગયો રે! હવે મારે ક્યાં જવું રે! બાપલા!"

સ્ત્રીઓનું આક્રંદ જેમણે સાંભળ્યું હશે તેમને માટે આ વિષેનું વર્ણન આપવાની કાંઇજ જરુર નથી. સાંભળનાર મનુષ્યનું હૃદય ભેદી નાંખે એવો એ કલ્પાંત હોય છે.

સ્ત્રીએ કલ્પાંતમાં ધીમે ધીમે પરશુરામનું નામ દેવા માંડ્યું. "અરે અમે પરશુરામનાં વખાણ કર્યાં એથી આ એમના વેરીએ અમારૂં નિકંદન કાઢી નાંખ્યું! દાનવોનો તો દાટ વળી ગયો!"

પરશુરામ પોતાનું નામ સાંભળી તુરતજ બહાર આવ્યા તો તેમણે એક સ્ત્રીને પોકે પોકે મુકીને રડતાં દીઠી અને પોતાનું નામ દેતાં સાંભળી. તેમણે તેની સાથે જઇને તેને છાની રાખી દિલાસો આપ્યો અને પુછવા માંડયુંઃ "બાઈ, તું શામાટે રડે છે? તું મારા માથે શાની નામોશી મુકે છે? તું તે બોલતાં બોલતાં કાંઈ ભુલી જાય છે કે ખરૂં કહે છે? તું આ રડવાનું છોડી દે અને જેવું હોય તેવું અથથી ઇતિ સુધી મને માંડીને કહે."

હવે એ અસુરની સ્ત્રી છાની રહી ગઈ અને આંસુ લોહી નાંખ્યાં. પછી તે ધીમેથી બોલીઃ "બાપજી, મારી બૈરાની બુદ્ધિ

પાનીએ ગણાય. મારી વાત આપને સાંભળવી હોય તો સાંભળો. અમે ઢડગઢમાં રહેતાં હતાં. ત્યાં એક સમયે એવી વાત નીકળી કે પરશુરામને ધન્ય છે. તેમણે ક્ષત્રીકુળનું નામજ ઉડાવી દીધું. કોઇ ક્ષત્રી હયાત હોય એમ સાંભળવામાં હતું નહીં. ખુણેખાંચરે ક્યાંઇ પણ ક્ષત્રીનું નામ સંભળાતું નહીં. આ વાત ઢડગઢના રાજા સારસૈન્યના સાંભળવામાં આવી ગઇ એટલે તે રાતોમાતો થઇ ગયો. તુરતજ હાથમાં શસ્ત્ર લઇને તે અમારો વધ કરવા આવ્યો. અમે તેના પગમાં પડયા અને અમારો શો અપરાધ છે અમને શાથી મારો છો એ વગેરે પુછી જોયું. રાજા તો અગ્નિજેવાં લાલચોળ નેત્રો કરીને બોલ્યોઃ શું મારૂં અજાણ્યું છે કે તમે પરશુરામનાં વખાણ કર્યા અને ક્ષત્રિયોની નિંદા કરી ? આમ કરીને પરશુરામને ચડાવીને પછી અમારા કુળનું નિકંદન કરવા ધાર્યું હશે.' રાજાની અમે ક્ષમા માંગી પણ તેણે માન્યું નહીં અને અમારા કુળનું નિકંદન કાઢી નાંખ્યું. હું તો માત્ર તેની સરત ચુકાવીને નીકળી આવી છું. આ અમારૂં જે નિકંદન ગયું તે આપનું નામ દેવાથી. હે મહારાજ ! આપે ટેક લીધો હશે પણ હજુ જગતમાં અનેક ક્ષત્રિયો જીવતા છે. તમે નક્ષત્રી પૃથ્વી ક્યાં કરી છે ? તમારી કીર્તિ મિથ્યા છે. જો નક્ષત્રી પૃથ્વી કરવાની ટેક તમારે જાળવવીજ હોય તો ઢડગઢ ઉપર જઇને ક્ષત્રીઓના કુળનો સંહાર કરો, નહીં તો આ તમારૂં નામ ફોકટ છે. પરશુરામ નામ સાર્થક નથી."

આ પ્રમાણે એ અસુર સ્ત્રીનાં શબ્દો સાંભળીને તમોગુણી પરશુરામ તુરતજ ક્રોધે ભરાયા. તેમણે તે સ્ત્રીને આશ્વાસન આપ્યું અને સારસૈન્યના સંબંધની બાતમી આપી તે બદલ તેને સાબાશી આપી. તે બોલ્યાઃ " હે સ્ત્રી ! તું જરાય ગભરાઈશ નહીં, આ

પૃથ્વી ઉપર મારો અવતાર ક્ષત્રિયોના વિનાશને માટેજ છે. હું કોઈ પણ મદાન્વિત ક્ષાત્રયોને રહેવા દેવા માંગતો નથી. ક્ષત્રિયો શૂરવીર અને વિદ્વાન પણ હોય છે. પરન્તુ પરાક્રમના બળથી અતિ અભિમાની થઇ જાય છે. આ જે ફરશી છે તેણે અનેક પુરૂષોનાં રૂધિરનું પાન કર્યું છે, તેજ હવે એ રાજા સારસૈન્યના રૂધિરનું પાન કરશે."

## પ્રકરણ ૯ મું.

### ક્ષત્રિયોનો નાશ.

વીશવાર નક્ષત્રી પૃથ્વી કરનાર, જમદગ્નિના પુત્ર અને ફરશી વડે શૂરવીરતાને પ્રકટ કરનાર પરશુરામ એક હાથમાં ફરશી લઈ ઢડગઢ તરફ ચાલ્યા. લંકાથી આ ગઢ બહુ દૂર નથી. હવે તેમણે પૃથ્વીમાં એક પણ ક્ષત્રિયને નહી રહેવા દેવાનો નિશ્ચય કર્યો. તેમના મનમાં એવોજ વિચાર આવતો હતો કે આટલા આટલા ક્ષત્રિયોનો નાશ થઇ ગયો તોપણ ક્ષત્રિયો હજુ નીકળતા નથી. તેનું શું કારણ હશે? કદાચ ક્ષત્રાણીઓ ગર્ભવતી બહુ રહેતી હોય એમ લાગે છે. જો ગર્ભને હણું તો બાળહત્યા લાગે અને સાથે સ્ત્રીહત્યા પણ લાગે છે, પણ હવે તો એમ કરવાનું પાપ ગણકારવુંજ નહીં. ક્ષત્રિયોનો મદ આજકાલ બહુજ વધી ગયો છે. તે મદ ઉતાર્યા વિના હવે સિદ્ધિજ નથી. વળી આ રાક્ષસણીનું મ્હેણું મારાથી સહન થતું નથી, એમ વિચાર કરતા કરતા ક્રોધની મૂર્તિરૂપ પરશુરામજી ઢડગઢ જઇ પહોંચ્યા.

ઢડગઢમાં ક્ષત્રીઓનોજ વાસ છે. પરશુરામના આવવાની ખબર

પડતાંજ લોકોનાં ગાત્ર શિથિલ પડી ગયાં. કાળને દેખીને જેમ મનુષ્યપ્રાણી કંપવા લાગે છે તેવીજ રીતે પરશુરામનું નામ સાંભળતાં લોકોના મનમાં ધ્રાસ્કો પડયો. રાજાને ખબર પડી કે તુરતજ તેણે સૈન્ય તૈયાર કરાવીને રણસંગ્રામ માંડયો. લોકો તો આ તકનો લાભ લઇ નાસવાજ લાગ્યા. સારસૈન્યની રાણીને ભય લાગ્યો. તેને પોતાના એકના એક પુત્રની બહુ ચિંતા હતી. તે પોતાના પુત્રને લઇને ભવાની માતાના મંદિરના દેરામાં પેસી ગઇ અને દ્વાર બંધ કરી ભુંગળ વાસી દીધી.

આ તરફ રાજા સારસૈન્ય અને પરશુરામ વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. પરશુરામનો ક્રોધ બહુ વધી ગયો હતો. તેમણે પ્રથમ તો બાણનો ઉપયોગ કરવા માંડયો. જેને વાગે તેના પ્રાણ જતા રહેતા હતા. ક્ષત્રિયોની પાસેના આયુધોનો પણ નાશ કરી નાંખવામાં આવતો હતો. તેમનું એક બાણ નિરર્થક જતું નહીં. આખરે સારસૈન્ય રાજા ઉપર રીસ ચડી અને એક બાણ મુકી તેનું મસ્તક છેદી નાંખ્યું. આખા નગરમાં હાહાકાર થઇ ગયો.

રાજા પડયો એ સમાચાર ફેલાતાંજ ઢડગઢમાંથી લોકોની નાશભાગ ચાલી. જેને જ્યાં ફાવ્યું ત્યાં ચાલ્યા ગયા. કોઇએ તો કોટ ઉપરથી પડતાં જ નાંખ્યાં. એમાં પણ કેટલાકોના પ્રાણ ચાલ્યા ગયા. જેઓ નાસી શકયા તે બીજાં નગરોમાં જઇને વસ્યા. કેટલાકોએ તો પોતે ક્ષત્રીજ નથી પણ બીજા વર્ણના છે એમ જાહેર કર્યું. ક્ષત્રીઓનો ધંધો મુકી દઇ બીજા ધંધા કરવા માંડયા. આમ કરવાનો હેતુ કોઇ રીતે પોતાને ક્ષત્રિયમાં ગણવામાં ન આવે એ હતો. આવી રીતે ક્ષત્રીની આખી વર્ણ ઢડગઢમાંથી વેરાઇ ગઇ. સારસૈન્ય

રાજાનો સુત દેવીના શરણે જઇને રહ્યો હતો અને તેની માતા ભવાનીના મંદિરમાં પોકેપોક મુકીને રડતી હતી.

તે રાણીના મનમાં પરશુરામનો એટલો બધો ભય હતો કે તેને એટલું પણ ભાન ન રહ્યું કે રડવાના અવાજથી બહાર કોઇને ખબર પડી જશે.

પરશુરામ ક્ષત્રિયો સાથેના યુદ્ધથી પરવાર્યા અને આખા નગરને ઉજ્જડ જેવું કરી મુકયું. આ વખતે તેમનો નિશ્ચય હતો કે એક બાળક અથવા સ્ત્રીને પણ જીવતી મુકવી નહીં. આ એકવીશમી વખતે ક્ષત્રીનું નામ નિશાન રાખવું નહીં, એમ ધારી તેમણે ચોમેર ફરવા માંડયું. કયાંઇ પણ મનુષ્ય જાતિનો અવાજ સંભળાતો નહીં. આખું નગ્ર સ્મશાનવત્ બની ગયું હતું. તે ફરતા ફરતા ભવાનીના મંદિર તરફ આવ્યા તો કોઇના રડવાનો અવાજ કાને પડયો. તે ચમકયા.

"અરે આ શું ? અહીં કોઇ સ્ત્રી રડતી હોય એમ લાગે છે. પરન્તુ આટલામાં કોઇ જણાતું નથી. હા, આ તરફથી અવાજ આવે છે. આ માતાના મંદિરમાંજ કોઇ રડતું જણાય છે. આ તે કોઇ દેવી હશે કે કોઈ માનવ જાત હશે. લાવ પ્રથમ બરાબર તપાસ કરૂં અને પછીથી જે કરવું હશે તે કરીશ." આમ ધારી પરશુરામ મંદિરના દ્વાર આગળ બેઠા.



# પ્રકરણ ૧૦ મું.

## અભયદાન.

ઢડગઢમાં અત્યારે શૂન્યકાર છે. પરશુરામ સીવાય ત્યાં કોઇ મનુષ્ય જીવતો નથી. ઠેર ઠેર મુડદાંઓનાં ઢગલા પડેલા છે અને સમડીઓ અને ગીધડાંઓ તે ઉપર ચાંચો મારે છે. પરશુરામ સીવાય જો કોઇ અન્ય વ્યક્તિ આ વખતે ઢડગઢમાં આવી હોત તો તેનું હ્રદય અત્યારે ખરેખર દયાથી ભિન્ન થયું હોત. પણ પરશુરામનું હ્રદય જુદી તરેહનું બની ગયેલું હતું; સહસ્રાર્જુનના એકજ દુષ્ટ કર્મે તેમને આખી ક્ષત્રિય જાતિનો નાશ કરવા પ્રેર્યા હતા. પરશુરામના હાથે થયેલા સંહાર પછી ક્ષત્રિયોનો જો બીજો ભયંકર સંહાર થયો હોય તો તે પાંડવો અને કૌરવોના મહાયુદ્ધ વખતે. તે વખતે પણ કરોડો ક્ષત્રિઓનો વિનાશ થયો હતો. અસ્તુ.

માતાના મંદિરમાં રડતી સારસૈન્યની રાણીને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મંદિરની બહારજ ક્ષત્રિયોના શત્રુ પરશુરામ બેઠેલા છે અને તેનો વિલાપજ તેના શત્રુને તક આપે છે. તે રાણી વિલાપ કરવા લાગી કે "અરે મારા ભવોભવના વેરી! તારૂં વૈર મને સદાને માટે સાલ્યું છે. અરે મારી ગરીબડીનું ઘર તેં કયાં ઘાલ્યું ? આ ભવમાં અમે ઠરી ઠામ બેઠાં હતાં તે ચાર ઘડીમાં તેં અમને હતાં નહતાં કરી નાંખ્યાં. અરે પિયરમાં કોઇ મળે નહીં અને સાસરીયામાં પણ કોઈ ન મળે, એ સાંભરતાં મારૂં હૈયું ફાટી જાય છે, આ તેના બાપ વિના આ મોંઘામૂળવાળું છોકરૂં જીવશે શી રીતે ? એને ન મળે કાકો કે ન મળે મામો! અરે તે કયાં જશે? અરે

પણ તે જશેજ શી રીતે ? વચમાં જો પેલો ફરશીવાળો પરશુરામ મળી ગયો તો ? અરેરે ! પરમેશ્વર ! હે જગદંબે ! તું ક્યાં બરાઇ બેઠી ? હવે મારા ઉપર કૃપા કરીને મને બચાવ, અરે મારા આંખના તારા, મારા હૈયાના હાર. તારા વિના મારાથી રહેવાશે શી રીતે ?"

આમ કલ્પાંત કરતી કરતી તે રાણી વારંવાર ભાવસેનને છાતી સાથે ચાંપે છે, આખરે અકળાઇને તેણે આપઘાત કરવા ધાર્યો. આઇભવાનીને હવે લાગ્યું કે આ મંદિર અપવિત્ર થશે એટલે તેમણે તુરતજ પ્રત્યક્ષ દર્શન આપ્યું અને માથે હાથ મુક્યો. 'માગ્ય માગ્ય માગે તે આપું'

રાણી અને કુમાર આભા બની ગયા. રાણી માતાજીના ચરણોમાં પડી, નેત્રોમાંથી ઝળઝળીઆં ચાલ્યાં.

રાણીએ માતાજીની સ્તુતિ કરી: "હે દેવી, હે માત ! હે જગદંબે, જગજ્જનનિ, હું શું કહું ? આપનાથી શું અજાણ્યું છે ? આ પરશુરામે બધાંનો નાશ કર્યો છે અને આખા નગરમાં હું અને મારો પુત્ર બેજ જણ રહ્યાં છીએ. હવે અમારૂં પણ આવીજ બનશે. કારણ કે આ મંદિરમાંથી બહાર નીકળ્યાં કે તુરત જ અમારો કાળ બહાર ફરતો હશે, પરશુરામ ફરતાજ હશે. તેની કાળ જેવી ફરશી દેખીને મારાં તો ગાત્રજ ઢીલાં થઇ જાય છે. હવે જો આપ અમારી રક્ષા કરવા માંગતાં હો તો કરો, અમારૂં રક્ષણ આ જગત્માં તમારા વિના બીજું કોણ કરે તેમ છે ?"

ભવાનીએ રાણીને શાંત પાડી કહ્યું: "રાણી, આ પુત્ર મારા વરદાનથી થયેલો છે. તારે જરાય શોક કરવો નહીં. મારૂ વચન કદી

પણ મિથ્યા થશે નહીં. તેની ચિંતા તારા કરતાં વધારે છે. પરશુરામ તો હું બીજા હજારો પરશુરામ આવે તોપણ શું થઇ જાય?"

આ વાતચિત બહાર ઉભેલા જામદગ્નેય પરશુરામે સાંભળી. તેમણે જાણ્યું કે આદ્યભવાની પ્રકટ થયાં છે અને તેમનાં દર્શન અવશ્ય મારે કરવાંજ જોઇએ. આમ ધારી પરશુરામજી બોલ્યા.

"માતાજી, આપનાં દર્શન કરવાને મારો જીવ તલસે છે માટે મંદિરનાં દ્વાર ઉઘાડો. હું જરાય અન્યાય નહીં કરૂં"

મંદિરનાં દ્વાર ઉઘાડયાં અને માતાજીના સ્વરૂપમાંથી ઝળઝળ જ્યોતિ પ્રકટી નીકળી. પરશુરામે દેવીને પ્રણામ કર્યાં. દેવીએ સામું નમન કર્યું-

દેવી બોલ્યાં: "પરશુરામ! હે ભગવન્! જમદગ્નિના તનુજ, આ મારા મંદિરે કેમ આવવું પડયું? આ ક્ષત્રિયોનો સંહાર કેમ કરવો પડયો? આ બધું પાપ કોને શિર છે?"

"માતાજી! આપનું કાંઇ અજાણ્યું છે? મારી પ્રતિજ્ઞા આપને સારી રીતે જાણીતી છે."

માતાજીનાં નેત્રો અગ્નિ જેવાં લાલચોળ થઇ ગયાં. હવે તે જરા તીક્ષ્ણ થઇને બોલ્યા: "પરશુરામજી! એ બધી વાતો આ મંદિરના આશ્રમની બહાર કરવાની. અહીં નહી ચાલે. તેમાં પણ જુઓ સાર-સૈન્ય રાજાનો કુમાર ભાવસેન્ય અહીં છે તેનો તમારાથી વાંકો વાળ પણ થશે નહીં. તે બાળક મારા વરદાનથી જન્મેલું છે અને તે મારા શરણે આવેલું છે. આ તેની માતા તમને જોઇનેજ તરફડે છે. કાળથી જેમ વિષયાંધ મનુષ્ય ભયભીત થઇ જાય છે તેમ તે તમારાથી ભય પામે છે. એ મારી આજ્ઞા તમારે માનવીજ પડશે"

પરશુરામ વિચારમાં પડી ગયા. માતા ભવાનીને શરણે ગયેલા બાળકનો સંહાર કરવાનું તેમનાથી બને તેમ નહોતું પરન્તુ તેમાં માતાજી સાથે યુદ્ધ કરવું પડે તેમ હતું. બીજી તરફ બાળકને જીવતો મુકે તો નક્ષત્રી પૃથ્વી કરવાની પ્રતિજ્ઞાનો ભંગ થતો હતો. આખરે વિચાર કરીને બોલ્યાઃ

" માતાજી, મારી પ્રતિજ્ઞા એવી છે કે ક્ષત્રિયનું નામ કે નિશાન ન રહેવા દેવું. બાળક હોય કે યુવાન હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય, ગર્ભવતી હોય કે વંઝા હોય પરન્તુ ક્ષત્રિય જાતિની તમામ વ્યક્તિઓનો નાશ કરવો એવો મારો નિયમ છે. હવે જો આ બાળકને હું જીવતો રહેવા દઉ તો મારી પ્રતિજ્ઞા પૂર્ણ કેવી રીતે કહેવાય ? અને હું દોષમાંથી કેવી રીતે મુક્ત થઉ ? "

આ પ્રમાણે બન્ને દૈવી વ્યકિતઓને વિચિત્ર ઘાંટી આવી અને કર્તવ્ય વિષેની ગુંચવણ થઇ.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### શ્રી રામચંદ્ર.

પરશુરામને વારંવાર સહસ્રાર્જુનના અન્યાય સાંભરી આવતો હતો. તે હવે ક્રોધે ભરાયા અને કોઇ રીતે આ એકવીશમી વાર નક્ષત્રી પૃથ્વી કરવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનો નિશ્ચય કરવા લાગ્યા. તે બોલ્યાઃ " માતાજી, મારી વાત સાંભળો. આ પૃથ્વીને નક્ષત્રી કર્યા વિના હું મારો આ દેહ ધારણ કરવા માંગતો નથી. મારી પ્રતિજ્ઞાનો ભંગ થાય તે કરતાં મારો આ દેહ નષ્ટ થાય એમ હું ઇચ્છુ છું.

સારસૈન્ય કે જેણે મારા નામ માત્ર વડે કરીને એક અસુરના આખા કુટુમ્બનો વિનાશ કર્યો તેના પુત્રને હું શી રીતે જીવતો મુકી શકું ? મારા જીવવાને ધિક્કાર છે. આકાશ અને પાતાળ એક થાય પણ મારો ટેક જાય નહીં.

પરશુરામની આ વાણી સાંભળતાંજ રાણીના મનમાં ધ્રાસ્કો પડયો. તેની કાયા થરથર ધ્રૂજવા લાગી. તેનું શરીર ઠંડું પડી ગયું. ચ્હેરા ઉપરથી લોહી ઉડી ગયું અને તે શબવત્ થઇને ત્યાં ધરણી ઉપર ઢળી પડી.

શબને જોઇ દેવીને હવે હળાહળ ક્રોધ વ્યાપી ગયો. 'મારા મંદિરમાંજ સ્ત્રીહત્યાનું પાપ વોરીને બાળહત્યા કરવાને તૈયાર થનારની સાથે હું કેવી રીતે હવે સરળતાથી ચર્ચા કરી શકું' એમ ધારી તેમણે ભાવસેનને લાવીને પરશુરામની પાસે મુકયો. આંખોમાં ક્રોધનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં. તે બોલ્યાં ! "લો ત્યારે આ કુંવર રહ્યો, તમારાથી જે બને તે કરો, તેનો નાશ કરો અને હું આ સૃષ્ટિનો નાશ કરૂં. પરશુરામ ! શું મારૂં વરદાન મિથ્યા જાય ખરૂં ? અને જો તે મીથ્યા થાય તો આ સૃષ્ટિ રહેવા પણ ન દઉં હું બ્રહ્મહત્યાદિ પાપ લઉં પણ સૃષ્ટિ હવે રહેવા નજ દઉં. એનું પાપ પણ મારે શિર નહીં, એ બધો દોષ તમારે જ શિર સમજવો."

પરશુરામ જરાય ડગ્યા નહીં. નક્ષત્રી પૃથ્વી કરવાની પ્રતિજ્ઞા એમના લોહીમાં જન્મથી જરા વ્યાપી ગઇ હતી. તેમણે ફરશી ઉગામી. આ ઉત્પાતની વાત શ્રી રામચંદ્રજીના જાણવામાં આવી. આ વખતે ભગવાન રામચંદ્ર કીશોર અવસ્થામાં હતા. પૃથ્વી ઉપરનો ભાર ઉતારવો એ ભગવાનના અવતારોનો ઉદ્દેશ જ છે. નક્ષત્રિ પૃથ્વી કરવાનું અભિમાન પરશુરામમાં પુરેપુરૂં વ્યાપી ગયું હતું. આ સ્થળે

શ્રીભગવાન રામચંદ્ર પોતે આવી પહોંચતાં તેમના તેજથી પરશુરામ અને આદ્ય ભવાની બન્ને ચકિત થઈ ગયાં. બન્નેએ તેમને પ્રણામ કર્યા, ક્ષત્રિયના આવવાથી માતા ભવાની પ્રસન્ન થયેલાં જણાયાં.

પરશુરામને ઉદ્દેશીને હવે માતા બોલી ઉઠયાં: " કહો હવે પરશુરામ, પ્રથમ આ ક્ષત્રિયનંદનનો નાશ કરો અને પછી આ બાળક તરફ દૃષ્ટિપાત કરજો.

પરશુરામને ભગવાન રામચંદ્રના બળની ખબર ક્યાંથી હોય? તેમણે હાથમાં ફરશી લીધી અને ક્રોધમાં ને ક્રોધમાં ઉગામી પરન્તુ આ શું? ફરશી છેટે જઇને પડી. તેમના હાથ પગ શિથિલ થઇ ગયા. હૃદયમાંથી અને શરીરના તમામ અવયવોમાંથી બળ હરાઇ ગયું.

પરશુરામ અવાક્ થઇ ગયા. આ બળ ક્યાં ગયું? એ વિચારે તેમની બુદ્ધિ જ મારી ગઇ. હવે તે આદ્ય માતા ભવાની તરફ વળ્યા અને કાંઇક ખુલાસાની અપેક્ષા જણાવી.

આદ્ય માતા શ્રી રામચંદ્રજીને પાય લાગ્યાં અને શ્રી રામચંદ્રજીએ તેમને સામું નમન કર્યું. બન્નેના મુખ ઉપર સ્મિત જણાતું હતું. પરશુરામ હવે સમજી ગયા કે મારા અભિમાનનો મદ ઉતારવા માટે શ્રી વિષ્ણુએ અવતાર ધારણ કર્યો છે. તે સાષ્ટાંગ દંડવત્ કરવા લાગ્યા.

પરશુરામ સ્તુતિ કરવા લાગ્યા: " હે દેવાધિદેવ, વિશ્વંભર, જગન્નિયંતા, કલ્યાણના દાતા, આ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય તમારા વડે જ છે. આ આખું જગત તમારે વશ છે. તમેજ તેના દાતા અને ભર્તા છો. હે નાથ, હે પ્રભો! તમને આ તરફ નમસ્કાર હો! ઉપર, નીચે, ઉત્તરે, દક્ષિણે, પશ્ચિમે, અને પૂર્વે બધી તરફથી નમસ્કાર હો. તમને વારંવાર નમસ્કાર હો. તમને હરેક

રીતે નમસ્કાર હો. મારો અપરાધ ક્ષમા કરો. મારી પ્રતિજ્ઞા આપના જાણવામાં આવેલી છે. આ માતૃશ્રીના વરદાનથી આપ જાણીતા છો. આ બન્ને વચ્ચે વિરોધ ન આવે એવો કલ્યાણકર માર્ગ બતાવો. મને આ ક્ષત્રિઓને મારવાનું પાપ ન લાગે એવો વર પણ આપો."

ભગવાન્ રામચંદ્રજીના જેવો પુરૂષ દયાળુ ત્રિલોકીમાં કોઇ પણ થયો નથી, અને થશે પણ નહીં, એ કોમળ હૃદયવાળા પરમાત્માને પરશુરામની સ્તુતિથી દયા આવી. તે બોલ્યાઃ "હું તમારા બન્ને જણનું વચન રાખું પણ હવેથી તમે નિયમ લો કે કોઇ પણ ક્ષત્રિયને તમારે હાથ અડાડવો નહીં. આવી પ્રતિજ્ઞા કરો એટલે હું તમારા બન્નેની પ્રતિજ્ઞાઓ જળવાય તેવો કલ્યાણકર અને શાસ્ત્ર શુદ્ધ માર્ગ બતાવું."

પરશુરામે કબુલ કર્યું અને પ્રતિજ્ઞા લીધી કે "હું આજથી જળ મુકું છું કે કોઇ પણ ક્ષત્રિયને અપરાધ વિના મારીશ નહીં. પરન્તુ હે ભગવન્ મેં લીધેલી પ્રતિજ્ઞા આજ સુધીમાં તો પળાવી જોઇએજ."

ભગવાન્ રામચંદ્રે ફરીથી આદ્ય ભવાનીની સામે જોયું.

માતાજીએ તો સ્પષ્ટ જણાવી દીધું કે મારા વરદાનથી થયેલો આ પુત્ર કદી પણ મૃત્યુ પામવો ન જોઇએ. જો એ કુંવર ન હોય તો મારે પણ આ સૃષ્ટિ રહેવા ન દેવી. મારી પ્રતિજ્ઞા એવી છે. હવે અમારા બેમાંથી કોનો ટેક રાખવા ધારો છો તે કહો. અમારા બેમાથી એકનું પણ રાખશો તો તેથી મોટો ઉત્પાત થશે. આટલું કહીને આદ્યમાતા ભવાની ચૂપ ઉભા રહ્યાં. ભગવાન્ રામચંદ્ર વિમાસણમાં પડી ગયા.

# પ્રકરણ ૧૨ મું.

## ભાવસાર નામ કેવી રીતે પડ્યું ?

ખરેખર જેણે સૃષ્ટિ નિર્માણ કરી છે અને જેના ન્યાયવડે આ સંસારચક્ર અબાધિત ચાલ્યાં કરે છે તેને માટે આ સવાલ કાંઈ મુશ્કેલી ભર્યો નથી. તેમણે જે ઉંડા વિચારનો મિષ બતાવ્યો તે માત્ર દેખાવ હતો. થોડા સમય પછી મુખને મલકાવતા દંતની પંક્તિઓના કિરણોથી આસપાસ પ્રકાશ ફેલાવતા એ પરમાત્મા બોલ્યાઃ

" દેવી ભવાની ! અને હે મુને ! આજે ક્ષત્રિય નામ રાખવાનું નથી અને વળી આ બાળકને વિઘ્ન કરવાનું નથી. આનો તોડ જોડ લાવવા માટે નીચે પ્રમાણે ઉકેલ કરો. આ બાળકનું નામ ભાવસૈન્ય છે અને તેના પિતાનું નામ સારસૈન્ય છે. આ બન્ને શબ્દોમાં સૈન્ય શબ્દ સામાન્ય છે. હવે એ સામાન્ય શબ્દ કાઢી નાંખો એટલે ક્ષત્રિય શબ્દના અસ્તિત્વનો નાશ થયો ગણાશે. બાકી જે ભાવ અને સાર શબ્દો રહ્યા તેને જોડી નાંખો એટલે ભાવસાર શબ્દ થયો. આમ કરી તે પુત્રને પછી પરશુરામે જવા દેવો. આ પ્રમાણે તમારા બન્ને જણની પ્રતિજ્ઞા સચવાશે. "

ભગવાનનુ આ અમૃત તુલ્ય વચન સાંભળીને બન્ને જણનાં નેત્રોમાં હરખનાં આંસુ નીકળ્યાં અને બન્ને જણ વાહવાહ ! વાહવાહ ! પોકારવા લાગ્યાં ! બન્ને શ્રી ભગવાન્ રામચંદ્રનાં ચરણ કમલોમાં આળોટવા લાગ્યાં.

ભગવાન્ પાછા અદ્રશ્ય થયા. પરશુરામે બાળકને ક્ષમા આપી અને તે પછી પોતાના આશ્રમે જવા નીકળ્યા. અને ભાવસાર નામનો કુંવર માતાજીએ પોતાના ખોળામાં લીધો.

હવે તે નાના કુંવરને માતાએ રમતો મુકયો અને તેની માતાના શબને અગ્નિસંસ્કાર કરાવ્યો. બધી રીતિસર ક્રિયા કરાવી તે પોતે પ્રતિમામાં સમી ગયાં.

એ બાલક ત્યાં હમેશાં રમતું હતું અને માતાજી એક વખત પ્રત્યક્ષ થઇને તે બાળકને રમાડતાં હતાં. ધીમેધીમે બાળક મોટું થયું.

પરશુરામની પ્રતિજ્ઞા પૂર્ણ થયાની અને ઢડગઢમાંથી તે ચાલ્યા ગયાની ખબર દેશાવરોમાં ફેલાતાં જ પછી ઢડગઢમાં વસતિ થવા લાગી. લોકોએ આવીને પોતાનાં ઘરબાર સંભાળવા માંડયા. પોતાનાં સગાં સંબંધીઓની તપાસ કરવા માંડી. કોઇનું કાંઇ અને કોઇ કાંઈ પણ ઓછું જણાતું હતું.

ભાવસાર કુમાર દિન પ્રતિદિન મોટો થયો-કિશોર વયમાં આવ્યો. તેનાં લગ્ન કરવાની તજવીજ જરૂરની ધારી.

ઢડગઢમાં એક અનાથા બાળીકા હતી. તેને નાની મુકીને તેનાં માબાપ મરી ગયાં. તેનું નિકટનું કોઈ સગું મળે નહીં. તેનું રૂપ સારૂં હતું. નામ વણીકી હતું. તેની ઉમર પણ બાર તેર વર્ષની થવા આવી હતી અને નાની બાલીકાઓ સાથેની રમતમાં તેને પરણવાની વાતો બહુ ગમતી હતી. સગી માતા નહોતી. કોઇ દૂરની સ્ત્રીએ તેને ઉછેરેલી. પરન્તુ જેમ જેમ તે મોટી થઇ લુગડાં લત્તાં કરવાનો સમય આવ્યો તેમ તેમ તે અળખામણી થઇ પડવા લાગી. તેને ઘણી વખત મનમાં એવો પણ કંટાળો આવવા લાગ્યો કે આ જીંદગીથી હવે હું છુટું તો સારૂં, ઘરમાં વૈતરૂં ઘણું કરવું પડતું હતું. ખાવાનું પણ પુરૂં મળતું નહીં. હમેશાં ઘરની માલીકીના તોછડા બોલ સહેવા પડતા. મનુષ્ય પ્રાણીને આથી વિશેષ દુઃખ બીજું શું હોઇ શકે?

આખરે જીવનથી કંટાળીને વણીકીએ આપઘાત કરવાનો નિશ્ચય કર્યો. તે માતાના દેવળમાં આવી. કુમાર ભાવસાર તે વખતે બહાર રમવા માટે જતો રહ્યો હતો. વણીકીએ પોતાના ચોટલાની લટનો ફાંસો બનાવ્યો અને 'જે અંબે' કરી માતાજીની સ્તુતિ કરી. પછીથી ફાંસાને ખેંચવા માંડયો. પરન્તુ આદ્ય માતા ભવાની કાંઈ એમ થવા દે નહીં. તુરત જ તેઓ પ્રત્યક્ષ પ્રકટ થયાં અને તેમણે વણીકી કન્યાનો હાથ ઝાલી લીધો. તે બોલ્યાં:—

"બેટા, આ તું શું કરે છે? તું જાતવાનની દીકરી છે. તારાં માતા પિતા શુદ્ધ ક્ષત્રિય જાતિનાં છે. તારા ભાવીમાં કેવું સુખ લખેલું છે એ જો તારા જાણવામાં આવે તો તારા હર્ષનો પાર રહે નહીં. છતાં કદાપિ થોડો સમય દુઃખ ભોગવવાનું હોય તોપણ તારે ગભરાવું નહીં. તું આજ નગ્રના રાજાની રાણી થવા સૃજાયેલી છે."

વણીકી તો આ વરદાનથી આભી જ બની ગઇ. તે માતાજીનાં ચરણોમાં પડી. તેમને સાષ્ટાંગ દંડવત કર્યા અને પોતાની મૂર્ખાઇ બદલ તેમની ક્ષમા માંગી. તે ત્યાંજ બેઠી

એવામાં કુમાર ભાવસાર આવી પહોંચ્યો. માતાજીને પ્રત્યક્ષ જોઇ તથા તેમની સાથે એક અજાણી કુમારિકાને જોઇ તે આશ્ચર્ય પામી ગયો." અહો ! માતા આ આપની સાથે કોણ છે ? તે કૃપા કરી જણાવશો ?"

માતાએ કહ્યું: "બેટા, તારે જરાય ગભરાવાનું કારણ નથી. તારા માટે હું ઘણાં વખતથી કન્યાની શોધ કરતી હતી. આ કન્યા શુદ્ધ ક્ષત્રિયની પુત્રી છે અને આ નગરમાં એ જ એકલી જીવતી રહી ગઇ છે. તારે આજથી એનું પાણિ ગ્રહણ કરવાનું છે.

લગ્નનું નામ સાંભળી કુમાર અને કુમારિકા બન્ને હરખાયાં. માતાજીએ પછી પોતાની માયાના વિસ્તારથી બ્રાહ્મણ ઇત્યાદિને તેડાવી, ચોરી બંધાવી, વર કન્યાનાં લગ્ન કરાવ્યાં. પોતે આશીર્વચન આપ્યું કે "આજથી પાંચ વર્ષ સુધી આ નગરમાં રહીને તમે ધરસત્ર ચલાવજો. તે પછી હું તમને દર્શન આપીશ. હે બેટા ભાવસાર, તું રાજકુમાર છે. પરન્તુ હવે આ નગરમાં તારી નાતજાતનું કોઇ રહ્યું નથી એટલે તારે તારી ઓળખાણ આપવી નકામી છે."

આમ કહી દેવી ભવાની અંતર્ધ્યાન થયાં.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### કુળદેવી હિંગળાજ.

પાંચ વર્ષનાં વહાણાં વ્યતીત થઇ જતાં જરાય વાર લાગી નહીં. કુમાર અને કુમારિકાએ માતાજીના આશીર્વચનને સભારીને વનસ્પતિઓમાંથી અનેકવિધ રંગો બનાવવાનો અને તે વડે કાપડ રંગવાનો ધધો હાથ લીધો હતો. તેમાં પ્રથમ તેમણે માજીનાં વસ્ત્રોને રંગી આપ્યાં. તેમનું ચીર, ચણીઓ, ચોળી ઇત્યાદિ વાઘાઓને અનેક તરેહના રંગો કરી આપ્યા. લાલ, લીલો, કાળો, વીગેરે વિધવિધ ભાતના રંગો ઉપજાવીને સ્ત્રીઓનાં મનોહર અને આકર્ષક વસ્ત્રો તૈયાર કરતા. આ પ્રમાણે તેમનું ગુજરાન પાંચ વર્ષ દર્મ્યાન ચાલ્યું.

પરન્તુ તેમને જાતિ અગર સગા વહાલાં સીવાય ઢડગઢમાં કાંઇ ગમ્યું નહીં. માજી એ આપેલી પાંચ વર્ષની મુદત પુરી થવા આ-

વતા માજીએ તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યાં. આ સમયે એ દંપતીએ તેમને વિનતિ કરી "હે ભીડભંજની માતા! હે સકળ સંસાર તારિણી, જગ ઉદ્ધારિણી, સંમાર યોગિની, કૃપા કરીને અહીંથી અમને બીજે દેશાંતર વસવા જવાની રજા આપો. અમને હવે અહીં કાંઇ ગોઠતું નથી."

માતાજી પ્રસન્ન થયાં. તેમને ફરીથી આશીર્વાદ આપ્યો: "હે દંપતી! તમે આ પાંચ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં રહીને જે તપ કર્યું છે તેથી હું પ્રસન્ન છું. તમે સુખેથી આ ગઢ મુકીને ગુજરાત તરફ પાવગઢના પ્રદેશ છે ત્યાં જાઓ. ત્યાં વનસ્પતિ બહુજ છે. ચાંપાનેર શહેર પણ વિશાળ છે. ત્યાં તમે આ વિધવિધ રંગોવાળાં ચીરા તૈયાર કરીને વેચશો તો તમારો વ્યાપાર ઘણો સારો ચાલશે માત્ર એક નિષ્ઠાથી કામ કરજો. મારા આશીર્વાદથી તમને ૬ પુત્રો થશે. તમારે હમેશાં મારી ઉપાસના કરવી. તમારા વંશમાં જો કોઇ ભાવી ભક્તો થાય અને તે કોઇ જુદા જુદા ધર્મોની ઉપાસના કરે તો પણ તેણે કુળદેવી તરીકે મારી શક્તિનું જ પૂજન કરવાનું છે. એ કુળદેવીને સ્ત્રીઓના સૌભાગ્યના ચિન્હરૂપ હિંગળો ઉપરથી હિંગળાજ એવું નામ આપવું. હું આજથી તમને એવી આજ્ઞા કરૂં છું. તમારો વંશ વિસ્તાર અતિશય વધશે, બેટા, તમારાં રંગેલાં વસ્ત્રો પહેરનારનું પણ કલ્યાણ જ થશે. જેઓ રંગ્યા વિનાનાં સફેદ વસ્ત્રો પહેરશે તેમનું તેથી કલ્યાણ થશે નહીં. તમે જુદી જુદી ભાતો પાડશો અને તેને લીધે તમારે છાપવાનું કામ કરવું પડશે. એટલે છીંપા એવી અડકપણ પડશે"

તે દંપતીએ આશીર્વચન માથું ચડાવ્યું. છતાં છેવટની વિદાયગીરી લેતાં અગાઉ માતાજી પાસેથી હજુ વિશેષ સાંભળવાની ઇચ્છાથી

તે બોલ્યાઃ " હે માત અમારે ઉદ્યોગ કવી રીતે કરવો, અમારે કેવાં પર્વ કરવાં તે વગેરે બતાવો તો સારૂં, તમારા વિના અમે કોને શરણે જઇએ. "

આ વિનંતિથી માતાજીએ નીચે પ્રમાણે ઉપદેશ આપ્યોઃ "દર વર્ષે વૈશાખ માસના શુકલ પક્ષની જે સાતમ આવે છે તે દિવસે તમારે કામ ધંધો બંધ કરી ત્યાર પછીથી તે આસો માસમાં મારાં નવરાત્ર આવે ત્યાં સુધી માત્ર ભજન કીર્તનમાં મન રાખવું. તે દીવસોમાં રંગાટીનું કામ બીલકુલ કરવું નહીં. વૈશાખ સુદ ૭ ના દિવસે નાહી ધોઇ સ્વચ્છ થઇને ચુલાની પાસે જવું. તે ચુલાથી ગાયના ગોબરથી લીંપી નાંખવો મનને પ્રસન્ન રાખવું. રંગાટીની જે ત્રાંબડી હોય તેને કુવાના અગર નદીના પવિત્ર જળ વડે અજવાળી નાંખવી. પછી તેમાં પવિત્ર પાણી ભરીને ચુલા ઉપર મુકવી. બાદ નાડાછડી લઇને તે ત્રાંબડીના ગળે બાંધવી. કુળદેવી હિંગલાજનું સ્મરણ કરીને એક વિપ્રને બોલાવી ચુલનું તથા ત્રાંબડીનું પુજન કરવું. ચુલના મુખ આગળ બે સાથીઆ અને ત્રણ ત્રિશૂળો કાઢવાં અને તેના ઉપર કુમકુમનાં ચાંદલાઓ કરીને તે ઉપર અક્ષત છાંટવા. બાદ ધુપ, દીપ, પાન, સોપારી વગેરે મુકવાં અને વિપ્રને તેમજ પોતાના જમાતા, બહેન, ભાણેજ ઇત્યાદિને દાન આપવું હે દંપતિ! જે માણસ પોતાનાં બ્હેન ભાણેજ વગેરેને મુકીને ખાય છે અગર કોઇ પણ શુભ ક્રિયા કરે છે તે નિષ્ફળ થાય છે. બાદ એક શ્રીફળ લાવી તેને ચુલા આગળ વધેરવું. તેમાંથી અડધો ભાગ બ્રાહ્મણને આપીને બાકીના ભાગની શેષો કરી પોતાનાં સગાંવહાલાંઓને વહેંચવી. પછી બીબાંને કાષ્ટના આસન ઉપર મુકીને તેનો પુજન-ઉપચાર કરવો. તેમના ઉપર કુમકુમ તથા ચોખા છાંટવા. પછી પુષ્પ ઇત્યાદિવડે

તેમની પૂજા કરવી. આ બ્રાહ્મણનો આશીર્વાદ લઇ પોતાના ઘેર આવવું અને બ્રાહ્મણ તેમજ પોતાનાં બ્હેન ભાણેજાઓને તથા દીકરીઓને તેમજ જામાતાઓને અને પુત્રપુત્રાદિને બોલાવીને મિષ્ટાન્નનું ભોજન કરાવવું. પોતાની વધારે સંપત્તિ હોય તો આખી નાતના પણ જમાડવાં પરંતુ તે બને તો. ઉપર કહ્યા પ્રમાણે વિપ્ર અને બ્હેન ભાણેજાં વગેરેને તો અવશ્ય ભોજન કરાવવું. વળી તે દિવસે કોઇ ભિક્ષુક આવે તેને પાછો કાઢવો નહીં. ગૌગ્રાસ તથા શ્વાન ઇત્યાદિનો ભાગ જુદો કાઢવો. હવે જ્યારે મારાં નવરાત્ર આવે અને તે પુરાં થાય ત્યાર પછી એટલે સમડી પૂજન—દશેરાને દિવસે પણ બ્રહ્મભોજન વગેરે કરાવીને પોતાના ઉદ્યોગની શરૂઆત કરવી. માગશર માસમાં જ્યારે શુકલપક્ષની પૂર્ણીમા આવે ત્યારે કુળદેવી હિંગલાજ માતાના સ્થાનકે જવું. તે હું જ છું એમ માનજો. તેમ મારો વાસ છે. તે દિવસે તમારે અણોજો પાળવો. કામધંધા તરફ બીલકુલ લક્ષ આપવું નહીં. ત્યાં પવીત્ર વસ્ત્રો પહેરીને જવું અને ત્યાં જઇ કુળદેવીના સ્થાનક આગળ હોમ હવન કરાવવાં. હે બેટા, તમારે કોઇમાં ભિન્નભાવ કરવો નહીં. કોઇને ઉંચ નીચ ગણવા નહીં. ભાવસાર એવા તારામાંથી ઉત્પન્ન થયેલા સર્વે ભાઇઓ એક સરખા છે. એ સ્થાનક આગળ તે દિવસે જે પુરૂષ ભાવસારોની આખી ન્યાતને જમાડે છે તે પુણ્યશાળી થાય છે. ત્યાં દરેકે પોતપોતાની સંપત્તિ પ્રમાણે વિપ્રને જમાડવા તથા દાન આપવાં. કુળદેવીના પૂજા કરનારને પણ યોગ્ય દાન આપવું અને જમાડવા આ સીવાય સંપત્તિ પ્રમાણે પુણ્યનાં કામો કર્યે જવાં."

અત્ર કુમાર ભાવસેનને એક શંકા થઇ અને તેણે સવાલ કર્યો: "માતાજી, એક શંકા થાય છે. આપનું નામ તો આદ્ય ભવાની

છે અને આપ જ અમારી કુળદેવી છો તો આપ અમને કુળદેવી હિંગલાજ એમ શાથી બતાવો છો ! ”

“ બેટા, મારા વચનમાં તારે પૂર્ણ શ્રદ્ધા રાખવી. મારાં અનેક નામો છે. બ્રહ્માણી, રૂદ્રાણી, વૈષ્ણવી, અંબા, બહુચરા, આશાપુરી હિંગલાજ, તુળજા, ચંડી, સુરી, ચામુંડા વગેરે મને અનેક નામથી ઓળખવામા આવે છે. પરંતુ હિંજલાજ સ્વરૂપે કરીને મેં તમ સેવા ગ્રહણ કરી છે. તમે મને હમેશાં હિંગળોકનો ચાંદલો અને તે આર્ય સ્ત્રીના સૌભાગ્યનું ચિન્હ છે. બેટા, જે સ્ત્રી હિંગ ચાંદલો કરશે તેનું સૌભાગ્ય ચિરકાળ ટકી રહેશે. ”

આટલું કહી આદ્ય ભવાની અદૃશ્ય થઈ ગયાં કુમાર ભા અને વણિકી મંદિરથી બહાર નીકળીને સારસેન્ય રાજાના મહે ગયાં. ત્યાં એ શૂન્ય રાજમહેલનાં દર્શન કરી પાછાં વળ્યાં અ પોતાનો સરસામાન વગેરે લઇને ઢડગઢના દરવાજામાંથી નગરને છેવટના નમસ્કાર કર્યા. તે ઘણા દિવસની મુસાફરી પાવાગઢમાં આવ્યા! ચાંપાનેરમાં આવી તેમણે એક મકાન રાખી રોજગાર કરવા માંડયો. ઘણા દિવસ થયા ત્યારે તેમને ચ નેરનાં મનુષ્યોનો સમાગમ થયો. પરિચયમાં આવ્યા અને દિ દિવસે તેમનો વ્યાપાર વધી ગયો. સુખ સંપત્તિ વધ્યાં અને ધીમે તેમને સંતતિ થઇ. માતાજીના આશીર્વાદ મુજબ તેમને ૬ પુ થયા. પુત્રોને ત્યાંના ક્ષત્રિયોની કન્યાઓ મળી અને ધીમે ધીમે વિસ્તા વધ્યો. ત્યાં ભાવસારની વસ્તિ અતિશય વધી ગઇ

કશ્યપ ઋષિએ આ ઇતિહાસ નૈમિષારણ્ય ક્ષેત્રમાં સરભાણુ મુની

